માંજુ-મોથું  પુષ્પ.

 # પુષ્પહાર. 







પ્રયોજક—ચંપકલાલ ગીરધરલાલ જરીવાળા.

## ૭૭૦૬

આ પુસ્તક સુરત ખપાટીઆ ચકલાપર આવેલા ધી સુરત જૈન એનજીન પ્રીન્ટીંગ પ્રેસમાં પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપ્યું અને સુરત બેગમપરાના રહેનાર ચંપકલાલ ગીરધરલાલ જરીવાળાએ સુરત બેગમપરામાંથી પ્રસીદ્ધ કર્યું.



# પુષ્પહાર.



ત્રીજું-ચોથું ) ફેબ્રુઆરી-માર્ચ :( પુષ્પ.



## નિવેદન.

અમારા કદરદાન ગ્રાહકોના કરકમળમાં પુષ્પહારનું ત્રીજું-ચોથું પુષ્પ મૂકતાં અત્યંત હર્ષ થાય છે. ગત પુષ્પની અમારી વિનંતિ ઉપર ધ્યાન આપી કેટલાક સહૃદય સ્નેહી ગ્રાહકો (જેમના નામો પાછળ છે) એ ગ્રાહકો વધારી ઇનામની હરીફાઇમાં ભાગ લીધો છે તેમના અમે અત્યંત આભારી છીએ. અને ઇચ્છીએ છીએ કે અમારા દરેક ગ્રાહક બંધુ એજ પ્રમાણે કાર્યાલય તરફ ઉદાર દ્રષ્ટીથી જોઇ અમને મદદ કરે. એમ થવાથી ગ્રાહકોને તેમની મહેનત બદલ યોગ્ય ભેટ મળેજ છે અને અમને પણ ઉત્તમ અને વધુ વાંચન પુરૂ પાડવાનો ઉત્સાહ રહે. આ વર્ષના અંકો જોઇ ગયા પછી વર્ષના ગ્રાહકો સહજ સમજી શકશે કે આ વર્ષે કેટલુ વધુ અને ઉત્તમ વાંચન આપવામાં આવ્યું છે. અત્યાર સુધીનો દરેક અંક આવી સફ

મોંઘવારીમાં પણ સુંદર આર્ટપેપરના ટાઇટલ સાથે પ્રકટ થયો છે. ફોટાની યોજના પણ ચાલુ છે અને સ્નેહીવર્ગ પોતાની કૃપાદ્રષ્ટી ચાલુ રાખી ગ્રાહકોની વૃદ્ધી કર્યા કરે તો જરૂર હવે પછીના અંકથીજ ફોટા મૂકવાનો દૃઢ નિશ્ચય છે. બંધુ ! આપ સહજ વિચાર કરશો તો આપને જણાશે કે પુષ્પહાર આપને એક રૂપિઆમાં કેટલું વાંચન પુરૂ પાડે છે. અત્યાર સુધીના માત્ર ચાર અંકોમા ચૌદ ફોર્મ એટલે ૨૨૪ પૃષ્ટનું વાંચન આપ્યું છે. તેમાંથી થોડા પેજ જાહેરાતના બાદ કરતા આશરે ૨૦૦ પૃષ્ટનું વાંચન ચાર અંકમાં આવ્યું છે. હવે વિચાર કરો કે કોઇ બુકસેલરે આટલા પૃષ્ટનું પુસ્તક બહાર પાડયું હોત તો આપની પાસે ઓછામાં ઓછો રૂપઓ દોઢ લીધો હોત જયારે અમે તો હજી આપને આઠ અંક પુરા પાડવા બંધાય-લાજ છીએ. એ ઉપરાંત ઇનામી હરીફાઇ વગેરેમાં પણ સહજ યત્ન કરવાથી આપ કંઇને કંઇ મેળવી શકો છો તો હવે આપજ વિચાર કરો કે આ સખ્ત મોંઘવારીમા "પુષ્પહાર" પોતાની ફરજ કેવી રીતે બજાવે છે. આપને અમે એટલીજ વિનંતિ કરીએ છીએ કે આપ આપના સ્નેહીવર્ગમાંથી માત્ર બે ચાર ગ્રાહક કરી મોકલો આપની એ મહેનત પણ ફોગટ જતી નથીજ. માત્ર બે ગ્રાહક કરી મોકલનારને એક સુંદર રેશમી રૂમાલ સાથે રોકડા ઇનામો મેળવવાનો ચાન્સ રહે છે. ગયા પુષ્પની સુચનાથી જેમણે ગ્રાહકો મોકલ્યા છે તે દરેકને સુંદર રૂમાલો મોકલાઇ ગયા છે આ રૂમાલો એવા મનોહર છે કે તેને જોઇને કોઇપણ પ્રસન્ન થયા સિવાય રહેજ નહિ. તો પછી સાહિત્યસેવાના કાર્ય સાથે આવી સુંદર ભેટ મેળવવાને શા માટે ચુકો છો ? આપ આપના કોઇ

પણ સ્નેહીને અત્યાર સુધીના અંકો બતાવશો અને ભેટો મેળ-વવાની સમજણ આપશો તો તેની ખુશીથીજ ગ્રાહક થશે. માટે ઢીલ ન કરતાં તુરતજ યત્ન કરો. ભેટના ફમાસો હવે થોડાજ છે. અને ખલાસ થયા પછી હરીફાઇ બંધ કરવામાં આવશે માટે વહેલો તે પહેલો. એ ઉપરાંત રોકડા ઇનામો પણ મળે છે. હરીફાઇ નં૦ ૧ માં ઇનામ મેળવનારાઓએ પોષ્ટ ખર્ચ માટે એક આનાની ટીકીટ બીડી તેમના ઇનામો મંગાવી લેવા આ વખતે "શારદા અને ચંદ્રલેખા" નામનું ૨૦૦ ઉપરાંત પૃષ્ટનુ પુસ્તક ભેટ અપાયું છે. જેમને ઇનામ ન મળ્યુ હોય અને આ બુક મેળવવાઇની ઇચ્છા હોય તેમણે નવ આનાની ટીકીટ બીડવી

ફમાસની હરીફાઇમાં કોઇ પણ વાંચનાર પણ દાખલ થઇ શકશે માત્ર રોકડા ઇનામો ઉપર તેનો હક રહેશે નહિ તો વાંચ-કોએ પણ ગ્રાહકો વધારી ભેટ મેળવવા યત્ન કરવો.






**એક વખતે—**

સખીની સંગમાં ખેલો વિવિધ હું પ્રેમથી કરતી,
નિરાળા બાળ જીવનમાં બહુ આનંદને ભરતી;

**એટલામાં—**

રસીક કોમળ હૃદયમાંહી કટારી છરકની મારી,
વિંધી નિર્દોષ અંતરને કર્યો તેં જખ્મ બહુ કારી;

**તેથી—**

કર્યો જો જખ્મ કાતીલ તો દવા પણ કોઇ બતલાવો
હકીમથી દર્દ ના જાયે અરે દીલબર ! હવે આવો;

**કારણકે—**

કદી જો જાણતી હોતે પીડા આ પ્રેમની ભારી,
ખરીદી પ્રેમ મંદીરીએ કદીએ ના કરત ત્હારી;

**પણ હવે તો—**

રહીશ હું ચર્ણમાં ત્હારા સદા દાસી થઇ ત્હારી,
(માટે)ગ્રહીને શર્ણમાં પ્યારા નિવારો આ પીડા કારી;

**નહિ તો—**

તહારા જાપ જપતામાં જીવન આનંદથી ગાળું.
ખલકમાં તું વિના વહાલા નહિ કો અન્યને ભાળું;

બેગમપુરા. } ચંપકલાલ. જી. જરીવાળા.
સુરત.

# જાગૃતિ–ગાન

૧

ઉઠો ઉઠો ઓ વીર! હવે નિદ્રાનો ત્યાગ કરો!
પૂર્વ દિશાની શોભા પેખી દ્રગ આનંદ ભરો!
ગયું તિમિર રજનીનું, ખીલી ઉષા પ્રમોદ ભરી!
અરૂણોદયની લાલી છાયી નવ–આનંદમયી!

૨

મંદ પવનથી કુસુમો વિકસ્યા, ગુંજન ભ્રમર કરે!
મધુર શબ્દ પંખીના સુણતાં હૃદયે હર્ષ ઝરે!
કુદરત પણ મીઠું કંઇ ગાતી, ઉઠો સુચન કરે—
સજ્જ બની સંસાર સમરમાં ઝુઝો વિજય વરો:

૩

લાજ, ત્રાસ, આલસ્ય, હવે સૌ મોહજાલ તોડો!
તાપ, શોક, ભય, દુઃખ, ચિન્તાને સ્વપ્ન તુલ્ય છોડો!
ત્યજી જીર્ણ વસ્ત્રો નિજ અંગે, નિર્મલ–નૂતન ધરો!
મહત્–કાર્ય–જીવનનું કરવા શુભ આરંભ કરો!

૪

આશામય માતા–જ્ઞાતિની દ્રષ્ટિ તૂમપર ઠરી!
દુઃખ હરોએ વીર ભ્રાતૃ ગણ? શીઘ્ર શીખ દ્રગધારી!
મચો કાર્યમાં–જન સમાજમાં, જો જો જગત્ ગતિ!
સૂર્યવંશી સન્તાન તમે છો ઓળખજો શક્તિ!

(રા. જમનાદાસ એન અઢીયા–જામનગરવાળા નાગપુર)

# મઝા મુફલીસ હાલતમાં,

(લેખકઃ—રા. યાત્રાળુ.)

મઝા જાહોજલાલીમાં જગત જન ઝીલતા જાણ્યા;
મગર આ ખલ્કની મીઠી, મઝા મુફલીસ હાલતમાં.
હઝારો થીગડાં દીધાં બદનનાં ટાંકવા કાર્ણાં;
ફકીરી વેષના જંગી મઝા મુફલીસ હાલતમાં.
લુંટાયું નુર નજર ભરનું; ઝુંટાયું જોર જીવનનું;
ગયાં છલબલ અને મસ્તી: મઝા મુફલીસ હાલતમાં.
ઉડી ગઇ સબ અમલદારી; દફન થઇ બહાદુરી શાહી;
ફના ફંદો ફીટયા તેની મઝા મુફલીસ હાલતમાં.
મુસાફિર હોઇ આલમના; પડયા જુલ્મી ઉંડેરા ઘા;
દહન દીલના રૂઝાવાની મઝા મુફલીસ હાલતમાં.
જીગરના યાર સહુ છુટ્યા, હૃદયના તાર સહુ ત્રુટ્યા,
કહો, તેના સ્મરણુની શી મઝા મુફલીસ હાલતમાં;
રીઝવવાનું ઝરણુ ખુટયું, રીસાયું મન દીલબરનું;
અહા ! પણુ આંસુ લ્હોવાની મઝા મુફલીસ હાલતમાં.
રહમ રહીના રહેમીની; ખફા થઇ ખાસ યારોની;
મળી તક ખુદ ખુશામતની; મઝા મુફલીસ હાલતમાં.
તરાપો તુચ્છ મણ્યાંની, દગા ફટકા તણી મળતી;
કરી, રો રો, સુધરવાની, મઝા મુફલીસ હાલતમાં.
ઝહરના જામ પીવામાં, જખમ ખંજર સહેવામાં,
ખુદાની મ્હેરની કેવી મઝા મુફલીસ હાલતમાં !




(લેખક—ચંપકલાલ ગીરધરલાલ જરીવાલા સુરત,)

મારા ડાકટર તરીકેના જીવનમાં મને અનેક મનુષ્યોના સમાગમમાં આવવું પડતું હતું, પણ અમરેન્દ્રબાબુના સમાગમમાં આવતા તેના મીલનસાર સ્વભાવ અને સૌજન્ય, ઉદારતા વગેરે સદ્ગુણોથી તેની સાથે એક પ્રકારની મિત્રતા થઇ ગઇ હતી. તેઓ ત્રીપુરા જીલ્લાના જાગીરદાર હતા પણ વ્યાપાર ધંધાને માટે તેઓ કલકત્તામાંજ રહેતા હતા. કલકત્તાની પાર્કસ્ટીટમાં રહેવાથી તેમને ઘણા મોટા મોટા માણસો સાથે મિત્રતા થઇ હતી તેમના ઘરમાં તેમની સ્ત્રી શિવાય બીજુ કોઇ સગું નહોતું. તેમની સ્ત્રી અસામાન્ય રૂવતી અને મધુરભાષિણી હતી. તેણે સારી કેળવણી લીધેલી હતી અને સ્વભાવે પણ આનંદી હતી. મોટા લોકોની રહેજમાં તબીયત બગડી આવે છે અને દવા પીવી એ એક જાતનું વ્યસન થઇ પડે છે તે મુજબ અમરેન્દ્રની પત્નિ પણ નાજુકપણું બતાવી હંમેશાં કલ્પીત રોગોને આધીન રહેતી સાધારણ લોકો કરતા શ્રીમંતોની જરા જરામાં તબીયત બગડી આવે છે તેનું કારણ તેઓ કોઇ પણ કાર્યમાં ઉત્સાહ પૂર્વક ભાગ લેતા નથી.

કામ જે સાધારણ કસરતનું સાધન છે તેને તેઓ નોકર માટેજ સરજાયલું સમજે છે એટલે કસરતના અભાવે શારીરીક સ્ફુર્તી અને પાચન ક્રીયા મંદ પડી જાય છે. પછી રોગોની ઉત્પત્તી થાય એમાં શી નવાઇ ?

એક દિવસ અમરેન્દ્રબાબુ ખુરસીપર બેઠા હતા અને તેમની સ્ત્રી એક નાજુક કોચ ઉપર સુતી સુતી પોતાનો સુંદર કોમળ હસ્ત મારા તરફ ધરી બોલી "ડોક્ટર સાહેબ, આજ તો મને જરૂર તાવ આવશે એમ લાગે છે" મેં હસીને કહ્યું "આપને કોઇ જાતનો રોગ છેજ નહિ. ભગવાને આપનું સુંદર શરીર રોગોને માટે બનાવ્યું નથી. રોગ તો દુષ્ટોનેજ થાય છે. આપને માત્ર આપની શ્રીમંતાઇનોજ રોગ છે એ શિવાય કંઇ નથી."

જાગીરદાર દંપતીને મારા શબ્દોથી હસવું આવ્યું. તેઓએ એક બીજાની સામે જોયું. બન્નેની દ્રષ્ટીમાં કોમળતા દેખાતી હતી. અમરેન્દ્રે કહ્યું "તેમ હશે. પણ ડાક્ટરના મોમાંથી આવી વાત નીકળે છે તે સાંભળી મને આશ્ચર્ય થાય છે."

મેં કહ્યું "મારા કહેવાંનો એ હેતુ હતો કે આપને કોઇ જાતનો રોગ નથી. મારા સ્વાર્થને માટે આપને કોઇ જાતનો રોગ ન હોવા છતાં રોગની બીક બતાવી મારી દવાઓના બીલ મોકલાવ્યો જાઉં એવો માણસ હું નથી. આપને શરીરનો તો કોઇ રોગ નથી કદાચ મનનો કોઇ રોગ હોય તો તેની દવા કોઇ ડાક્ટર આપી શકશે નહિ. મનની શાંતી કોઇ પવિત્ર અને શુદ્ધાચરણવાળા સંન્યાસીઓજ આપી શકે છે. માટે માનસીક રોગને માટે કોઇ સંન્યાસીને બોલાવી દિવ્ય ઓષધ ખાવ.

મારા શબ્દો સાંભળી બન્નેના મુખ ગંભીર થઇ ગયા. અમરેન્દ્રની સ્ત્રીના મુખ ઉપર થોડા સમય પહેલા મારા મૂખમાંથી નીકળેલા તેની સ્વરૂપ પ્રશંશાના શબ્દો સાંભલી જે આનંદ અને લજ્જાના ચિન્હો દેખાતા હતા તે ઉડી ગયા.

મેં ફરી કહ્યું "આપ કહો તો સંન્યાસીને તેડી લાઉં મારે ઘેર આજ એક પવિત્ર સંન્યાસી આવ્યો છે."

ફરીથી બન્નેએ એક બીજા સામું જોયું. તેમના મુખ ઉપર એક જાતનો ભયચકિત ભાવ દેખાતો હતો. અમરેન્દ્રએ કહ્યું "આપ આવા સુધરેલા અને શિક્ષિત હોવા છતાં એવા બદમાશોમાં શ્રદ્ધા રાખો છો! સંન્યાસીઓના સ્વરૂપમાં કેવા કેવા ચોર અને લુંટારાઓ રહે છે તે આપ નથી જાણતા!"

મેં કહ્યું "તમે કહોછો તે ખરૂં છે પણ બધાને એક લાકડીએ હાંકવા યોગ્ય નથી. એક સ્ત્રી વ્યભીચારણી નીકળે એટલે એમ કહી શકાય કે સમગ્ર સ્ત્રી જાતીજ વ્યભીચારણી છે! મારે ત્યાં આવેલા સંન્યાસી બીલકુલ ઉદાસીન સંન્યાસી છે. મારે તેઓ સાથે સારો સંબંધ છે અને તેમનામાં પૂજ્યભાવ પણ છે. આપ કહોતો આપની સાથે પણ ઓળખાણ–" અમરેન્દ્ર બાણુ બોલી ઉઠયા "ક્ષમા કરો. આ બાબતમાં હું આપની સાથે એક મત થઇ શકતો નથી, એવા બદમાશોથી હું બહુજ દૂર રહું છું અને મારા મકાનમાં તેઓને પ્રવેશ કરવા દેતો નથી. બધા લુચ્ચા હોય છે. દરેકના પૂર્વજીવન દુષ્ટતાથી ભરેલા હોય છે.

(૨)

મારા અતિથિ સ્વામી આનંદાનંદનું પૂર્વજીવન પણ રહસ્ય

મય હોવું જોઈએ એમ મારી ખાત્રી હતી. તેઓની ઉપર શોક, દુઃખ અને શુભાશુભ પ્રસંગો અસર કરી શકતા નહિ. હંમેશાં આનંદમય દેખાતા છતાં તેમના મુખમંડળ તરફ ધ્યાન પૂર્વક જોતાં જણાતું કે તેમના પવિત્ર અંતઃકરણમાં કોઇ ગુપ્ત રહસ્યો મહાન્ યુદ્ધ જગાવી રહ્યાં છે. હું ડાક્ટર હોવાથી અને ચિકિત્સા કરવાનો સારો અનુભવ હોવાથીજ આ બીના જાણી શકયો. બાકી બીજા જોનારને લક્ષમાં આ બીના એકા એક આવે તેમ નહોતું. તેમની માનસીક અસ્વસ્થાના ચિન્હો તેમની આંખોમાં, તેજસ્વી લલાટપર અને યુવાન અવસ્થામાં આવેલા કેટલાક ધોળા વાળમાં સ્પષ્ટ દેખાતા હતા. તેમના સ્વભાવમાં આવતી જતી દિવ્ય શાન્તીથી મને લાગ્યું કે તેમના હ્રદય સંગ્રામમાં તેમના પવિત્ર અંતઃકરણનો જય થતો હતો. તેમના વર્તન ઉપરથી મને લાગતું કે તેઓ સ્ત્રી જાતી તરફ કંઇક અભાવ અને તિરસ્કારથી જોતા હતા. તેઓ પુર્વજીવનમાં કુળવાન કુટુંબના હોવા જોઇએ એમાં પણ શક નહોતો બીજા સાધુઓની માફક લક્ષ્મીને તુચ્છ સમજતા નહોતા તોપણ તેની તરફ તેમનો પ્રેમ પણ નહોતો. આશરે પાંચેક મહીના પહેલા તેઓ મારી પાસે આવ્યા હતા. તે વખતે જતી વખતે રસ્તામાં ખર્ચને માટે મેં પાંચ રૂપિઆ આપ્યા. પહેલા તો તે લેવાની તેમણે ના કહી પણ જ્યારે તેમને લાગ્યું કે ન લેવાથી મને દુઃખ થશે ત્યારે તેમણે લીધા. તેમના જવા પછી થોડાજ સમયમાં મારા પુત્રે આવીને કહ્યું. "પિતાજી, આજે અમારી ફુટબોલ કલબને બહુ લાભ થયો."

"શું !"

બાળકે કહ્યું " આપણે ત્યાં આવ્યા હતાને તે સંન્યાસી અમારી ક્લબમાં આવ્યા. સર્વે જણે તેમને નમસ્કાર કર્યા. તેમણે પૂછ્યું 'તમારો કેપ્ટન કોણ છે' ? રમેશે તેમની પાસે જઇ કહ્યું મહારાજ હું છું. તેમણે તેના હાથમાં પાંચ રૂપિઆ મૂકી કહ્યું " લો આ હું તમને ભેટ આપું છું પણ તેનો ઉપયોગ સારા કામમાં કરજો."

* * * * *

અમરેન્દ્રના ઘેરથી આવી મેં સ્વામીજી સાથે વાતચીત કરવા માંડી. ભગવતગીતા પર તેઓ બહુજ સચોટ અને ભાવપૂર્ણ વ્યાખ્યાન કરતા હતા. વ્યાખ્યાન પૂર્ણ કર્યા પછી તેમણે કહ્યું કે " અમારૂં શાસ્ત્ર તો કહે છે કે કામ તો કરવુંજ પણ તેનાથી અસગ રહેવું.

મેં કહ્યું " સ્વામીજી, જે વખતે આપ સંસારમાં હતા તે વખતે શું આજ નીતિથી કામ કરતા હતા.

સ્વામીજીનું મોં ગંભીર થઇ ગયું. તેમણે કહ્યું "તમે કદાચ કટાક્ષમાં કહેતા હશો પણ કોઇ વખત ખાત્રી કરી આપીશ. જે વખતે હું ગૃહસ્થાશ્રમમાં હતો તે વખતે આ વાતોની મને ખબર નહોતી. એક વખત મારા ઘરમાં દુર્ગોત્સવ થતો હતો. દરેક કાર્ય થતું હતું પણ સર્વ રાજસિક ભાવમાં લિપ્ત રહેતું હતું. હા. ગૃહસ્થ હતો ત્યારે એક કામ સારૂ કરતો હતો—દાન. "

મેં કહ્યું "એટલુંજ કેની ? એનાથી સારૂ કોઇ કામ નથી ?"

તેમણે કહ્યું "આ સારૂ કામ પણ સાત્વિક, રાજસિક અને તામસિક ભાવોથી થાય છે. રાજસિક દાન શેને કહે છે તે જાણોછો ? "

મેં કહ્યું "હા જાણું છું."

તેમણે કહ્યું "હું દાન શા માટે કરતો હતો તે જાણો છો? મારા પિતા સામાન્ય અવસ્થામાંથી કરોડાધિપતિ થઇ ગયા હતા. તેમણે આ ધન કેમ પેદા કર્યું હતું તે કોઇ જાણતુ નહોતુ માત્ર લોકોમાં એવી અફવા ચાલતી હતી કે તેઓએ લોકો પાસે ભારે વ્યાજ લઇ આ ધન એકઠું કર્યું હતું પણ તેમની ભારે દોલતની શરૂઆત શાથી થઇ તે કોઇ જાણતું ન હતું. કોઇક એમ પણ કહેતુ કે—"

સ્વામીજી એટલું બોલી અટકી ગયા, તેમને એમ લાગ્યુ કે વગર પૂછે તેમના પુર્વજીવનની કથાથી મને કંટાળો આવતો હશે. પણ મને તો એમાં બહુ રસ પડતો હતો. મેં પૂછ્યું "શું કહેતું હતું?"

તેમણે કહ્યું "એમ કહેવાતું કે મારા પિતાને કોઇ યક્ષનું ધન મળ્યું છે. લોક વાણી એવી હતી કે યક્ષનું ધન લઇ કોઇ સુખી થતું નથી. મારા પિતા કંજુસ પણ બહુ હતા અને કદી પ્રસન્નતામાં રહેતા નહિ."

આટલું કહી સ્વામીજી ફરી ચુપ થઇ ગયા. તેમના કપાળપર ચિન્તાની રેખાઓ દ્રષ્ટિગોચર થઇ. સમજણ ન પડી કે તેઓ શું વિચાર કરતા હતા. ફરી એકદમ બોલ્યા—'મરતી વખતે પિતાએ મને કહ્યું કે "મેં બહુજ ખરાબ રીતે આ ધન મેળવ્યું છે" આ શિવાય તેમણે બીજું કંઇ કહ્યું નહોતું—હા એટલું કહ્યું હતું કે

"મેં આ ધન કેમ મેળવ્યું છે તે કોઇ જાણતું હોતે તો જરૂર મને જેલમાં જવું પડતે" આ શબ્દો બોલ્યા પછી સ્વામીજી

સ્હેજ અટક્યા. એક બે મીનીટ આમ તેમ જોઇ તેઓ બોલ્યા "આ કારણથી હું દાન કર્યા કરતો હતો. ઐશ્વર્યની સાથે પાપનું મિશ્રણ થયું હતું તેથી તે પાપ ધોવાને માટે આ કાર્ય કરતો હતો."

મેં પૂછ્યું "સ્વામીજી. આપનું જન્મસ્થાન ક્યાં છે?"

સ્વામીજીએ ગંભીર થઇ કહ્યું "એ વાત જવા દો"

(૩)

સ્વામીજી કોઇ કોઇ વખત બાળકોની માફક હસતા. આજની મારી ઇચ્છા સાંભળી તેમને બહુજ હસવું આવ્યું. તેઓ ખડખડાટ હસી પડયા. અમે સર્વ પણ હસવા લાગ્યા. મારી ઇચ્છા બીજી કંઇ નહીં પણ માત્ર તેમનો ફોટો લેવાની હતી. મારા મિત્ર સુરેશ્વર ફોટોગ્રાફીનું કામ સારૂ જાણતા હતા સ્વામીજી બાળકની માફક હસીને બોલ્યા "

"છીઃ છીઃ આનશ્વર દેહનું એવું સન્માન શા માટે?"

પણ સુરેશ્વર છોડે એવો નહોતો તેણે કહ્યું "એકવાર ધ્યાન મગ્ન થઇને બેસી જાઓ હું આપનો ફોટો પાડી લઇશ. કંઇ વાર લાગવાની નથી."

સ્વામીજી બહુ દયાળુ હતા. ફોટો નહિ પાડવા દેવાથી અમારી લાગણી દુખાશે એમ ધારી તેઓ હરણના ચામડાપર પદ્માસનવાળી બેસી ગયા કેટલું ભારી પરીવર્તન. અમે બન્ને વિસ્મિત થઇ ગયા. શરીરની સાથે મનનો સંબંધ છે એતો અમે રોજ પ્રત્યક્ષ જોતા હતા પણ શરીર અને મનનું બંધન આટલું બધું દ્રઢ હશે એવું આજ પહેલાં કદી જાણતા નહોતા. તે પાતળા, પીળા વસ્ત્ર

વાળા, શિર–મુંડિત સન્યાસીને જોઇ કોઇને શ્રદ્ધા ઉત્પન્ન થતી નહોતી. તે ગૃહસ્થઘરના હતા તેની અમને ખાત્રી હતી પણ અમારી ઉપર કૃપા કરી ફોટો લેવાને માટે તે સાધુ આંખો બંધ કરી યોગાસન કરી બેઠા તે વખતે એક અપૂર્વ કાન્તિથી તેનું સર્વાંગ ઝળહળી રહ્યું. તેમના એ સ્વરૂપનું વર્ણન કરવું મુશ્કેલ છે. તેમણે અન્તરાત્મા સાથે યોગારંભ કરી દીધો હતો. આ અલૌકીક સ્વરૂપ જોઇ મને એક નવા પ્રકારનો આનંદ ઉપજ્યો. મારી ધારણા હતી કે મનુષ્યનું તેજ તેની આંખો સિવાય બીજી કોઇ ઇન્દ્રીથી પ્રગટ થતું નથી. રતિપતિ કામદેવને ભસ્મ કરતી વખતે મહાદેવના નેત્રમાંથી નીકળેલી તેજ શિખાએ વિશ્વવિજયી મદનને ભસ્મ કર્યા, આ કથા પુરાણમાં વાંચી હતી પણ આંખોશિવાય શરીરના કોઇ અંગથી તેજ નીકળતું પણ કોઇવાર જોયું ન હતું પણ સ્વામીજીના આખા શરીરમાંથી એક અદ્ભૂત જ્યોતિ પ્રકાશતી હતી. અજ્ઞાન મનુષ્યોને માટે આ સ્વરૂપ કેવું ભયંકર હતું તે વાત સાંભળો–

અમરેન્દ્રબાબુને ત્યાં મોહન નામે એક નોકર હતો. મોહન જુનામાં જુનો નોકર હતો. અમરેન્દ્રના ઘરમાં તેનું બહુ માન હતું તે પોતાની મરજી મુજબ કામ કરતો હતો, મરજી પડે ત્યાં જતો પણ તે કયાં ગયો હતો તે કોઇ પુછતું નહિ. સૌ એની ઉપર પ્રેમ રાખતા અને એનું સન્માન કરતા. ઘરના સર્વને તે વ્હાલો હોવા છતાં પહેલા દિવસથીજ મને તેની ઉપર તિરસ્કાર આવ્યો હતો. મને એમ લાગ્યું કે તે બહુજ નિષ્ઠુર, પાપી અને વિશ્વાસઘાતી છે. અમરેન્દ્ર અને તેમના સ્ત્રીનો એની ઉપર પુરેપુરો વિશ્વાસ હતો

પણ મને એની તરફ અંતઃકરણથીજ આ ભાવ થયો હતો. એટલું તો ચોક્કસ હતું તેનું કોઇ નઠારૂં કામ હું જાણતો નહોતો છતાં મારી કલ્પના પ્રમાણે તે પાપી હતો તે આજની ઘટનાથી ખાત્રી થઇ.

અમે જે વખતે ફોટો ખેંચવાની તૈયારી કરતા હતા તે વખતે મોહન પણ ત્યાં આવી પહોંચ્યો. તે સ્વામીજીને જોઇ થરથર ધ્રુજવા લાગ્યો. ભૂતના ભયથી જેવી રીતે મનુષ્ય કંપી ઉઠે છે તેમ સ્વામીજીને જોઈ વૃદ્ધ મોહન કંપવા લાગ્યો. ત્યારપછી તે લથડાતો લથડાતો બહાર ચાલ્યો ગયો. મેં બહાર જઇ પૂછ્યું "શું થયું મોહન!" મોહને અર્ધસ્ફુટ સ્વરે કહ્યું "શેઠાણીની તબીયત સારી નથી. આજે સાંજે જરૂર ત્યાં આવજો.

મેં કહ્યું "વારૂ સાંજે જરૂર આવીશ પણ તારી તબીયત કેમ છે?" બહાર આવીને તેના જીવને શાંતી વળી હતી. તે જુઠું હસવું હસીને બોલ્યો" ડાકટર સાહેબ તાપમાં આવવાથી મને ગભરામણ થઇ આવી હતી."

મેં કહ્યું "હું તો ધારતો હતો કે સન્યાસીને જોઇને તને આમ થયું હશે?" મોહને કહ્યું "નહિ. નહિ. ડાકટર સાહેબ જરૂર સાંજના આવજો નહિતો શેઠાણી મારા ઉપર ખીજવાશે."

(૪)

સ્વામીજી ચાલ્યા ગયા. તેમનું ચિત્ર તૈયાર થઇ ગયું. ચિત્ર પાડતી વખતે જે અલૌકીક સ્વરૂપ અમે જોયું હતું તે ચિત્રમાં બરાબર આવી શકયું નહિ; તોપણ ચિત્રમાં પણ તેમના ચહેરાપર દિવ્ય તેજ દેખાતું હતું. આ ચિત્રને જોઇ સર્વ જણે સુરેશ્વરની પ્રશંસા કરી.

અમરેન્દ્રબાબુને ત્યાંથી આજે મને ફરી તેડું આવ્યું હતું. હું તેમને ઘેર ગયો ત્યારે તેઓ બહાર ગયા હતા. તેમની સ્ત્રી મને પોતાના કલ્પિત રોગની વાત કહી રહી હતી. વાતચિત કરતાં કરતાં મેં કહ્યું "તે દિવસે મેં આપને એક સંન્યાસીની વાત કહી હતી તે ધ્યાનમાં છે ?"

સ્હેજ ચમકીને વસ્ત્ર ઠીક કરતાં તેમણે કહ્યું "કયા સંન્યાસી ?" "કેમ ? તે દિવસે સન્યાસીની વાત નીકળી હતી જે ઉપરથી અમરેન્દ્ર બાબુએ કહ્યું હતું કે બધા સાધુઓ બદમાશ હોય છે."

"હં તેનું શું છે ?"

"એમ છે કે તે દિવસે મેં જે સન્યાસીની વાત કહી હતી તેઓ બહુજ પવિત્ર પુરૂષ છે. અમે તેમની ના મરજી છતાં આગ્રહથી તેમનો ફોટો ઉતારી લીધો છે આપ જોશો તો જરૂર આપની પણ ખાત્રી થશે કે તેઓ ખરેખરા મહા પુરૂષ છે" એમ કહીને મેં સન્યાસીનો ફોટો મારા ખીસામાંથી કાઢી તેમને બતાવ્યો.

સત્યાનાશ ! સન્યાસીનો ફોટો જોતાં તેમની જે દશા થઇ તેની મને સ્વપ્ને પણ કલ્પના નહોતી. ચિત્રની સામે જોતાજ અમરેન્દ્રની સ્ત્રીનું મૂખ રક્તહીન થઇ ગયું. આંખો સ્થીર થઇ ગઇ હાથ પગ અકડી ગયા. અને એક કારમી ચીસ નાખી તે બેભાન થઇ ગઇ. મને આ જોઇ બહુ દુઃખ થયું. વીજળીક બેલ વગાડી મેં નોકરોને બોલાવ્યો અને ઠંડુ પાણી મંગાવી અમે બન્નેજણા તેને શુદ્ધીમાં લાવવા યત્ન કરવા લાગ્યા. ધીરે ધીરે કંઇ ભયાનક સ્વપ્ન જોયું હોય તેમ ગભરાતા ગભરાતા તેણે આંખો ખોલી. મેં કહ્યું

"હવે તબીયત તો સારી છે ને ?" તેણે માથું હલાવ્યું. એટલામાં અમરેન્દ્ર પણ આવી પહોંચ્યા. ગભરાતા ગભરાતા તેઓ પણ મારી પાસે આવીને બેઠા. મેં કહ્યું "એમના સ્નાયુઓ બહુજ કમજોર છે. એક તેજસ્વી પુરૂષનો ફોટો જોઇ તેઓ બેભાન થયા હતા, ગભરાવા જેવું નથી."

અમરેન્દ્ર મારા મારી વાત સમજ્યા નહિ. ગભરાટમાં મેં સન્યાસીનો ફોટો ટેબલપરજ મૂકી દીધો હતો ત્યાં તેઓ ગયા. ફોટો હાથમાં લઇ જોતાજ તેમના ઉપર પણ અજાયબ જેવી અસર થઇ. જાણે વીજળીનો ધક્કો લાગ્યો હોય તેમ તેઓ સ્તબ્ધ થઇ ગયા. તેમના હાથમાંથી ફોટો પડી ગયો. તેમણે ગાંડાની માફક એકદમ બૂમ મારી કહ્યું "આ શું છે ?"

મેં કહ્યું "એક સન્યાસીનો ફોટો."

તેમણે કહ્યું "પણ તમે અમારે ત્યાં ડોકટર તરીકે આવો છો કે આવા ફોટા બતાવવા ?

આવા વ્યવહારથી મને બહુ ખોટુ લાગ્યુ. આ વાત કરતી વખતે તેના મોં પર ગૃહસ્થાશ્રમનું એક પણ ચિન્હ દેખાતુ ન હોતું. તેના વર્તનમાંથી તેની મોટાઇ જતી રહી હતી. મેં કહ્યું "પણ એથી આપ આટલા બધા ગુસ્સે કેમ થાવ છો ?"

તેણે પહેલાના જેવાજ ક્રોધી અવાજથી કહ્યું "આપને માત્ર ડાકટર તરીકે આવવું હોય તો આવો નહિ તો કલકત્તામાં ડાકટરોની ખોટ નથી અને તેમાંએ મારે ત્યાં આવવા તો કેટલાએ ડાકટરો ખુશામત કરી રહ્યા છે."

તેના ચહેરાપરની ચીંતા અને નિષ્ઠુરતા વધતી જતી હતી.

મને લાગ્યુ કે આ તેનો હંમેશનોજ સ્વભાવ છે. મોટાઇ અને આથાળીપણુ માત્ર બતાવવાનાજ હતા. વર્તનમાં નહોતા.

હું મારે ઘેર ચાલ્યો ગયો.

( ૫ )

હું કંઇ સમજી શકયો નહિ કે આ સર્વ કેમ બન્યું. મેં અનેક માણસોને સ્વામીજીનો ફોટો બતાવ્યો તો સર્વ પ્રસન્ન થઇ સ્વામીજીના સ્વરૂપના વખાણ કરવા લાગ્યા. અમારેન્દ્ર અને તેની સ્ત્રીની માફક વીજળીનો ધક્કો કોઇને લાગ્યો નહિ તેમજ કોઇ બેભાન પણ થયું નહિ. તેમના જુના નોકર મોહનની પણ સ્વામીજીનો ફોટો જોઇ તેમના જેવીજ લાગણી થઇ હતી, જો કે તે જમાનાના ખાધેલ જુના નોકરે મને તે જણાવવા ન દેવા યત્ન કર્યો હતો. મને ખાત્રી થઇ કે આમાં કંઇ ભારે રહસ્ય હોવું જોઇએ. શું આ લોક સ્વામીજી સાથે સંબંધ ધરાવનાર હશે? સ્વામીજીના જીવનની એકજ વાત હું જાણતો હતો કે તેઓ ઐશ્વર્યવાન હતા અને અમરેન્દ્ર પણ ઐશ્વર્યવાન છે. ત્યારે એ બન્નેના ઐશ્વર્ય વચ્ચે કોઇ જાતનું જોડાણ હશે? આ પ્રશ્નોને હાલ તો કોઇ જવાબ આપે એમ લાગતુ નહિ. તે દિવસે અમરેન્દ્ર એ કરેલા અપમાન પછી મેં નિશ્ચય કર્યો હતો કે હવે ગમે તેમ થશે તોપણ તેને ઘેર જઇશ નહિ. તો પણ આ રહસ્ય ખોલવાની પ્રબળ ઇચ્છા મારા મનમાં ઉત્પન્ન થઇ હતી.

આશરે સાતેક દિવસ પછી અમરેન્દ્રબાબુ જાતે મારે ઘેર આવ્યા. તે દિવસના કઠોર નીચ સ્વભાવનું આજે એક પણ ચિન્હ દેખાતું નહોતું. તેણે તે દિવસના વ્યવહાર માટે મારી ક્ષમા માગી અને તેમને ઘેર તેડી જવાને આગ્રહ કર્યો.

મેં પૂછ્યું "માત્ર એક વાતનો જવાબ આપશો ? સન્યાસી–" મારી વાત ઉડાવી નાખવાને વચમાંજ તે બોલી ઉઠયા "હા એ વાત કહેવા તો હું અહીં આવ્યો છું. એક વાર કોઇ સંન્યાસીની દવા ખાવાથી મારી પત્નિનો એક સગો મૃત્યુ પામ્યો હતો તે દિવસથીજ અમે સંન્યાસીઓને ધીક્કારીએ છીએ. તે દિવસે સંન્યાસીના ફોટાને જોઇ તેનો આગલો શોક ઉભરાઈ આવ્યો અને તેના દુર્બલ સ્નાયુ તે શોક સહન કરી શકયા નહિ."

મેં પૂછ્યું "જે ફોટો મેં આપને બતાવ્યો હતો તે સંન્યાસીને તમે ઓળખો છો ?"

અમરેન્દ્રએ કહ્યું "નહિ બિલકુલ નહિ."

(૬)

અમરેન્દ્ર બાબુએ પરોપકારી કાર્યો માટે ગવર્મેંટને પુષ્કળ મદદ આપી હતી. તેમણે પોતાની ઉદારતાથી રાજકીય વ્યક્તિઓને મુગ્ધ કરી દીધી હતી. ગવર્મેંટે પણ તેમની ઉદારતાની કદર કરી રાયબહાદુરની ઉપાધિ અર્પણ કરી તેમનું સન્માન કર્યું હતું. એ ખુશાલીમાં તેમણે આજે પોતાના બાગમાં સર્વે મિત્રો અને સ્નેહીઓને પાર્ટી આપી હતી. સ્ત્રી પુરૂષોથી બાગ ચીકાર થઇ રહયો હતો. કલકત્તાની અનેક સારા ઘરોની સ્ત્રીઓ અમરેન્દ્રની પત્નિના ભાગ્યના વખાણ કરતી હતી. સર્વે જણ નૃત્ય, સંગીત અને ભોજનદ્વારા તૃપ્ત થઇ રહ્યા હતા. મોટા મોટા ઘરની સ્ત્રીઓ અમરેન્દ્રની પત્નિનું આતિથ્ય સ્વીકારી પ્રસન્ન થઇ રહી હતી.

બાગની અંદર બહુજ ભીડ હતી. લોકોના ટોળે ટોળા આમથી તેમ ફરતા હતા. લતાકુંજમાં અનેક યુવકો મધપાન કરતા હતા

અને જોરથી હસતા હતા. હું આ ગડબડથી કંટાળી એક એકાન્ત આમ્રવૃક્ષની નીચે બેસી વિશ્રાન્તી લેતો હતો. ત્યાં ચંદ્રપ્રકાશ પુર બહારમાં ખીલી રહ્યો હતો. આ સ્થળેથી હું બાગની સુંદર રચના અને નિમંત્રીત વ્યકતીઓના વસ્ત્રોની શોભા જોતો હતો અને કદી કદી કુદરતી પ્રકૃતીની નિસ્તબ્ધતા પણ જોતો હતો. એટલામાં પાછળથી આવી કોઇએ મારા ખભા પર હાથ મૂક્યો. ચમકીને પાછળ જોઉંયુ તો સંન્યાસી ! કૃશ શરીર, બોડું માથુ અને એક પીળુ વસ્ત્ર દરિદ્રતાનેઃ સાક્ષાત્કાર કરાવતા હતા. આ સર્વમાં એકજ ચીજ આકર્ષક હતી અને તે તેમનું દિવ્ય તેજ ! આ સ્થળે તેમને આવેલા જોઇ મને બહુ આશ્ચર્ય થયું. કેવો વિચિત્ર દેખાવ ! એક બાજુ ધન, ઐશ્વર્ય અને રાજ સન્માન ત્યારે બીજી બાજુ દરિદ્રતા, વૈરાગ્ય અને અખંડ શાન્તિ !

મેં પ્રણામ કરી પૂછ્યું 'સ્વામીજી, આજે અહીંઆ ક્યાંથી?" તેમણે હસતા હસતા કહ્યું "તમને મળવા માટે. આ શું થઇ રહ્યું છે ?"

અનેક ગ્રહસ્થો અમરેન્દ્રને ઘેરી તેના વખાણ કરી રહયા હતા. વિજળીના પ્રકાશમાં અમરેન્દ્રના મુખપર હાસ્ય ઉભરાતુ દેખાતુ હતું. મેં કહયું "સ્વામીજી સામે અનેક મનુષ્યો જેમને ઘેરીને ઉભા છે. તેમને રાજયસન્માન—ખીતાબ મળ્યો છે, આ સર્વ તેને અભિનંદન આપી રહયા છે. કેવો આનંદ છે. બીજી બાજુ પેલા કીમતી વસ્ત્ર પહેરી ઉભા છે તે એમના પત્નિ છે. આ સર્વ જોયા પછી આપ કહી શકશો કે ઐશ્વર્ય અને આમાં સુખ નથી ?"

સ્વામીજી હસી પડ્યા! તેમણે કહ્યું "મારી વાત સાંભળશો?"

મેં કહ્યું "જરૂર"

સ્વામીજી વૃક્ષની નીચે બેસી ગયા. એક વાર ફરી મેં ચંદ્રના પ્રકાશમાં તેમના જ્યોતિપૂર્ણ મૂખ સામું જોયું. તેઓએ કહ્યું "આજે મારા જીવનમાં મોટામાં મોટું કાર્ય મેં કર્યું છે. મેં મારા મનને સંપૂર્ણ રીતે જીત્યું છે, હવે ગુરૂદેવની પણ એ બાબતમાં ખાત્રી થશે. તમને યાદ છે કે આગળ મેં એકવાર કહ્યું હતું કે હું ઐશ્વર્યવાન હતો લક્ષ્મી પણ હતી, સુંદરી પણ હતી. સર્વ હતું. તમે કહો છો કે ઐશ્વર્ય અને સ્રીમાં સુખ છે. તો મારી પાસે એ બન્ને હોવા છતાં કેમ વૈરાગ્ય લીધો હશે?"

આ પ્રશ્ન મારા મનમાં કેટલાક વખતથી ઉઠ્યો હતો હું શાંતીથી સાંભળવા લાગ્યો.

તેમણે કહ્યું "મારા પિતાને એક ભાણેજ હતો. તેના માતાપિતા કોઇ ન હોવાથી તે અમારે ઘેરજ રહેતો હતો. ઉમ્મર પણ મારા જેટલીજ હતી. અમે બન્ને મારા પિતાને દાદા કહેતા હતા. મારા લગ્ન થઇ ગયા હતા પણ તે કુંવારો હતો. હું મારી સ્રીનો અને તેનો સંપૂર્ણ વિશ્વાસ કરતો હતો. એક દિવસે મેં મારી નજરે જોયું કે મારી સ્રી અને આ ભાઇ—"

સ્વામીજી ચુપ થઇ ગયા. મેં તેમના મુખ સામું જોયું. તે તદ્દન ભાવહિન હતું. તેના પર ક્રોધ, વિકાર, લજ્જા, દ્વેષ, કંઇ નહોતું. માત્ર એક સ્વર્ગીય જ્યોતિ!

તેઓ ફરી બોલવા લાગ્યા "જુવાનીના જોરમાં મેં વિચાર કર્યો કે તે બન્નેને મારી નાખું. મોહન કરીને એક જુનો નોકર

પણ તેમના પાપમાં સામેલ હતો. બધાને મારી નાખીને પૃથ્વીનો ભાર ઉતારવાની પ્રબળ ઇચ્છા મને ઉત્પન્ન થઇ. ફરીથી મારા હૃદયમાં ભય અને લજ્જા ઉત્પન્ન થયા. બીજો વિચાર આવ્યો ધન-તે પણ પાપથી મેળવેલું હતું. સ્ત્રી-તે પણ પાપી હતી. કામીની અને કાંચન બન્ને પાપથી ભરેલા હતા. કહો હવે ઐશ્વર્ય અને સ્ત્રીમાં શું સુખ? મારી જગાએ તમે હોત તો આ પાપથી ભરેલી સ્ત્રી અને ઐશ્વર્યમાં તેમને સુખ થાત કે? બાગની બહાર એક યોગી ઉભા હતા. મેં તેમને સર્વ વૃતાંત કહ્યો. તેમણે કહ્યું. "બેટા એમ કરવું યોગ્ય નથી. જે સ્ત્રીમાં એક વખત તારી વાસના હતી તેને હાથે મારવી ઠીક નથી. ભાઇ સંસારમાં આવા કામો થતા ન હોત તો કોઇ સ્વર્ગની ઇચ્છા કરતજ નહિ. ઉપાધિનો ત્યાગ કરી તું મારી સાથે ચાલ. ક્ષણીક સુખની ઇચ્છા કરવા કરતાં અખંડ સુખ શાન્તિ મેળવવાનો યત્ન કર. સર્વ માયા છે. પત્નિ કોની? શા માટે માયાનું બંધન ઉકેલવાનો યત્ન કરે છે. જેમ જેમ ઉકેલતો જશે તેમ તેમ વધારે લપટાશે. છોડી દે-સર્વ છોડી દે તારી પત્નિ અને ધન ઉપર પ્રેમ કરવા કરતા વિશ્વપ્રેમી બન. મેં જોયું કે યોગી અન્તર્યામી છે. મંત્રમુગ્ધની માફક મેં તેમની પાછળ ચાલવા માંડ્યું. આઠ વર્ષની અખંડ સાધના પછી પરમ દિવસેજ હું શાન્ત થયો છું. નહિ તો દરરોજ હૃદયમા વાસનાઓનું યુદ્ધ ચાલતું હતું. ધીરે ધીરે મુમુક્ષુવૃતી શુદ્ધ થતી હતી. હવે કોઇ તરફ દ્વેષ નથી-ક્રોધ નથી. અંતઃકરણમાં ક્ષમા છે. પણ યોગીજી કહેતાં હતા કે ભગવાન તેમને ક્ષમા નહિ—"

સ્વામીજી ચુપ રહ્યા. બીડમાંથી હુરરેનો અવાજ સંભળાયો. જળ તરંગ વાગવા લાગ્યો.

સ્વામીજીએ કહ્યું "આ સમયે ક્ષણીક આનંદ છે પણ પ્રારબ્ધ એને છોડનાર નથી. એના કૃત્યોનો બદલો મળશેજ. ગુરૂદેવ કહેતા હતા કે યોગસાધનથી એવું દેખાય છે કે તે ગાંડો થઇ ગલી ગલી રખડશે-સર્વ તેનો તિરસ્કાર કરશે. અને અન્ન વગર રવડી રઝળી મરણ પામશે. અને સ્ત્રી કોઇ નોકરની સાથે વ્યભીચાર કરવાથી અસહ્ય કષ્ટ ભોગવશે. દાસીપણું કરશે અને છેવટ હોસ્પીટલમાં મૃત્યુ પામશે અને ઐશ્વર્યનો અગ્નિદેવ ભોગ લેશે. ઇશ્વરની પ્રાર્થના કરવા છતાં પણ હું તેમને બચાવી શકતો નથી. ઇશ્વર ઇચ્છા!"

મેં પૂછ્યું "ત્યારે આપે ઘેરથી નીકળ્યા પછી આપની સ્ત્રીને અને ભાઇને જોયાજ નથી?"

તેમણે કહ્યું "જ્યારે હું સંન્યાસી થઇને ચાલ્યો ગયો અને તેમને એ વાતની ખબર પડી ત્યારે તેમને ત્યાં રહેવું ભારે થઇ પડયું. તે મારા પિતાનું ધન લઇ ચાલ્યો ગયો અને સાંભળ્યા મુજબ કલકત્તામાં તે અને મારી સ્ત્રી રહેવા લાગ્યા. લોકો તેમને સ્ત્રીપુરૂષ તરીકેજ ઓળખે છે. અત્યાર સુધી જોયા નહોતા. પણ આજે—"

"કયાં જોયા?"

"અહીંજ લોકો જેને રાયબહાદુર કહી સન્માન કરે છે તે અને તેમની સ્ત્રી તે મારી પત્નિ."

લોકો એકદમ બુમ મારી ઉઠયા "બોલો રાયબહાદુરની જય."

સ્વામીજીએ કહ્યું."સારૂ! ભગવાન રાયબહાદુરનું મંગળ કરે! રાયબહાદુર અમરેન્દ્ર તેજ મારો ભાઇ તેમની અપ્સરાતુલ્ય પત્નિ પહેલા મારી ધર્મપત્નિ હતી."

સ્વામીજી ઉભા થયા. મારા આશ્ચર્યનો પાર રહયો નહિ. સ્વામીજી જવા લાગ્યા તેજ વખતે અમરેન્દ્ર રાજસન્માન વિભુષિત પાપી અમરેન્દ્ર અમારા તરફ આવ્યો સ્વામીજીએ કોમળ સ્વરથી કહ્યું "રાયબહાદુરનું કલ્યાણ થાવ."

અમરેન્દ્રએ સામુ જોયું. ખલાસ—"એજ—એજ" કહેતો તે બેભાન થઇ ધુળમાં પડયો તેના કીમતી વસ્ત્ર મલીન થઇ ગયા. પુષ્કળ પાણી છાંટી શુદ્ધીમાં લાવતા અર્થ વગરનો બકબકારો કરતો તે આમથી તેમ દોડવા લાગ્યો. તે ગાંડો થઇ ગયો. તેજ વખતે 'આગ—આગ" બુમ મારતા સ્ત્રી પુરૂષો બંગલામાંથી નાસવા લાગ્યા. સંન્યાસી કરૂણ સ્વરથી બોલ્યા "ડોકટર સાહેબ જોયું પ્રારબ્ધનું મહાત્મ! કહો હવે એશ્વર્ય અને સ્ત્રીમાં સુખ છે કે આ વૈરાગ્યમાં?"

---



# અદ્ભુત પ્રેમ, અને રક્તની રેખા.

લગભગ મધ્યરાત્રિનો પ્રશાન્ત સમય હતો. ન્યુયોર્કનું વિસ્તીર્ણ, વિશાળ, વિલાસી નગર અહર્નિશ ચાલતી આર્થિક ઉદ્યોગોની અપરિમિત અગાધ પ્રવૃત્તિયોમાંથી સ્વલ્પકાળ વિશ્રાન્તિ લેવા માટે પુનર્જન્મ પામનાર દિવસના પ્રાતઃકાળથીજ તેમાં પાછા જોડાવા માટે શારીરિક શક્તિઓને સતેજ કરવાને ઘણેખરે સ્થળે નિદ્રાસુખમાં લીન થઇ ગયું હતું. રાક્ષસી શક્તિવાળાં, વિલક્ષણ ગતિથી ભ્રમણ કરતાં, અનેક પ્રકારનાં યંત્રોનો, નિરંતર ચાલતાં રેલ્વે એન્જીનોનો, મોટરકારોનો, ટ્રામકારોનો, ઘોડાગાડીઓનો, ગાડાંનો અને એવા અસંખ્ય વાહનોનો ઘર્ઘર કર્કશ ધ્વનિ, કર્ણેદ્રિનું કષ્ટ મટાડવા શ્રમિત જનોને અસ્ખલિત વિરામ લેવા દેવા જરાવાર બંધ પડયો હતો. સુખીઆં સુખચેનમાં, દુઃખીઆં દુઃખભારમાં નિદ્રાવશ થઇ સંસારનું ભાન ભૂલી જઇ સ્વપ્નની અન્ય માયાવી સૃષ્ટિમાં રમણ કરતાં હતાં અને સર્વસંસાર લગભગ નિસ્તબ્ધ જેવો બની ગયો હતો. ભવ્ય, ગંભીર, નીલ આકાશ-પ્રદેશમાં અવાર નવાર થતા વિદ્યુત્ પ્રકાશના ઝબકારા કોઇ વિકરાળ મહાકાળ રાક્ષસની આંખમાં ચળકતા ચમકારાની પેઠે દ્રષ્ટિને ચકિત કરી દેતા હતા. ઉષ્ણ ઋતુના

પ્રચંડ સૂર્યની જ્વાલાથી ચોમેર ઉકળતી બાફ વડે, શીતળતાનો સમૂળ નાશ થયેલો હોવાથી ત્યાંની ગીચોગીચ વસ્તીમાં સ્વચ્છ હવાનો સંચાર પણ દુર્લભ થઇ પડયો હતો. વીજળીના ઝબકારામાં કોઇકોઇવાર ત્યાં પાસેજ ખળખળાટ વહેતી નદી ઉપરનો વિકટ પરિમાણનો પૂલ જાણે જાદુની લાકડીથી પ્રજ્વલિત બનીને પાછો અદ્દસ્ય થઇ જતો. કહીંક કહીંક હજી પણ ચાલતી છેલ્લી વીજળીની ટ્રામના તારમાંથી છુટા છવાયા તનખા આગીઆ કીડાની માફક અન્ધકાર ક્ષણુવાર દૂર કરી સમીપનાં પ્રાસાદ, તરૂવર આદિને રૌપ્યમય બનાવી દેતા હતા.

ઉપર કહેલા પુલની પાસેજ એક પાંચ માળના મકાનમાં જોસફ માસંમ નામનો દરજી પોતાની માતા, સ્ત્રી તથા બાળક સાથે રહેતો હતો. અસહ્ય ઉકળાટમાં નિંદ્રા દુર્લભ હોવાથી તેમાંનાં ગરીબ બાપુડો બીચારાં જ્યાં ત્યાં ખુલ્લી જગા જોઇને ખુણે ખાચરે ઉઘાડાં ચતાપાટ પડયાં હતાં. એક સ્થળે એક કાળો સીદી જેવો ગુંછળાંવાળા વાળથી તથા કાળી ઝીણી મુછથી ઓળખાઇ આવતો કદાવર માણસ તદન થાકીને લોથ થઇ ગયો હોય તેમ તરફડીઆં મારતો આળોટતો હતો. તેની પાસે કોડીઉં વળીને લપાઇને કોઇ જનાવર સૂતેલું જણાતું હતું. તેને પ્રથમ દર્શનિક રીતે તો કોઇ કુતરોજ ધારે એમ હતું પણ તે જયારે હાલતું ને તેના કોટમાં એક પટો પહેરવેલો હતો તેમાંથી એક લાંબી ચળકતી સાંકળ લટકતી હતી. આ માણસનું નામ સેન્ડ્રૂ હતું અને તે વાજાં સાફ કરવાનું કામ કરતો હતો. મિન્ટા તેની પાળેલી નિમકહલાલ વાંદરી હતી.

આ સર્વ નિંદ્રાવસ્થ થયાં હતા તેવામાં એકદમ ઉંચેથી કોઇ રોતા બાળકનો તીવ્રસ્વર કર્ણને ભેદી નાંખતો ત્યાંની ગરમ-ધમ ધગતી-સ્થિર હવામાં વ્યાપી ગયો. મિન્ટા તરતજ ઉંચું માથું કરીને કાન માંડીને આતુરતાથી સાંભળવા લાગી અને કંઇક સમજી હોય તેમ જાગૃત થઈ પુંછડી વાંકી વાળીને ઉભી થઇ ગઇ. તેનું કદ સાધારણ વાંદરાના કરતાં ઘણુંજ મ્હોટું અને શરીર વિશેષ બળવાન જણાતું. એ ચીસ મિન્ટાને પરિચિત હતી,-તે તેને સારી રીતે ઓળખતી હતી, અને તે સાંભળતાંજ તેનું હૈયું ધબ-કવા લાગ્યું. ચીસ પાડનાર કંઇ ભારે સંકટમાં છે એમ તેને જણા-તાંજ તે એકદમ પાસેની નળીને માર્ગે ઝપાટાબંધ ઉપર ચડી ગઇ, ને ખણુખણાટ કરતી તેની લાંબી સાંકળ પણ તેની પછવાડે ચાલી ત્યાં થઇને છાપરા ઉપર તે અદૃશ્ય થઇ ગઇ. છાપરૂં વિશાળ અગાશીના ઘાટનું હોવાથી હારબંધ બીછાનાથી ભરાઇ ગયું હતું ને તેની અંદર ઘામથી પીડાતાં સ્ત્રી પુરૂષો, ઉઘાડે દીલે લોથ થઇને તરફ-ડતાં હતાં ધીમે પગલે મિન્ટા એક ખુણાભણી ગઇ. ત્યાં એક સ્ત્રી પોતાના રોતા બાળકને સોડમાં લઇને અર્ધી જાગતી સુતી હતી-એ પેલા માર્સમ દરજીની વહુ, ને તેના બચ્ચાની માતા હતી. વાંદરીને પાસે આવી જોઇને તેણે મંદહાસ્યથી તેને વધાવી લીધી. એ બાળક મિન્ટાની જોડે ઘણા વખતથી હળી ગયું હતું અને આખો દિવસ તેઓ બંને ગેલ કરતાં રમતાં હતાં. તેની પાસે બેસીને મિન્ટા તેના ઉપર ધીમે રહીને હાથ ફેરવી તેને પંપાળવા લાગી, કે તરત તે નાજુક બચ્ચું રોતું બંધ થઇ ગયું, અને આંખો ખોલીને તેના તરફ જોઇ હસવા લાગ્યું. મિન્ટા આમ તેમ પોતાનું

શરીર નમાવીને તેને થાબડયા કરતી અને તેના કોમળ ઉઘાડા શરીર ઉપર નરમાશથી હાથ ફેરવે જતી. મીસીસ માર્સમ બીચારી દિવસ વ્યાપારથી શ્રમીત થઇને નરમપીંછા જેવી ઓશીકે માથું મૂકીને પડી તો હતી પણ ઉકળાટ સહન નહિ થઈ શકવાની આંખપણ મીચી શકતી ન હતી. અત્યાર સુધી તેને મિન્ટાથી અસંતુષ્ટ થવાનું કે તેની અદેખાઇ કરવાનું કંઇ કારણ મળયું ન હતું.

પણ હમણાં મિન્ટાને એકાએક છીંક આવી અને બાળકને પણ થોડી ઉધરસ આવી તેથી તે બીચારી ઉઠીને બેઠી થઇ. બીજા સુનારાઓ પણ હાલવા લાગ્યા અને હવામાં કંઇ વાસ આવતી હોય તેમ સુંઘી જોવા લાગ્યા. ધુમાડાની અસર કેમ જાણે હવામાં આવતી હોય—હવા કેમ જાણે વધારે ગરમ થતી હોય એમ એમને લાગવા માંડયું.

એટલામાં નીચેથી એક મ્હોટી ભયાનક ગર્જના ઉઠી ભયથી ગાંડાં બની ગયાં હોય તેમ ચીસેચીસ પાડતાં અનેક સ્ત્રી પુરૂષોનો હૃદય ભેદી સ્વર તે છાપરે ચઢવાના દ્વારને માર્ગે સર્વને કર્ણે પડયો ને તેની સાથેજ તેઓ તે રસ્તે થઇને દોડતાં, પડાપડી કરી બહાર નીકળવા લાગતાં દૃષ્ટિયે પડયાં. મિ. માર્સમ પણ તેમાંનો એક હતો. શરીરે દુબળો-લાંબા સોટા જેવો—નિર્માંસ—અસ્થિ પંજર વત્-ખુલ્લે માથે-માત્ર પાંચ જામા ને એક બદન તથા સપાટ પહેરીને તે આવેલો હતો.

લોકોના આવવાની સાથેજ “ લાહ્ય લાગી ” “ લાહ્ય લાગી ” એ ભયંકર અવાજ પણ ત્યાં ગાજી રહ્યો. મકાનના પાછળા ભાગમાંથી અગ્નિની એક પ્રચંડ શિખા બહાર ફેલાઇ, તેનો પ્રકાશ સામેની ભીંતપર જણાયો. નીચે ઉતરવાના દરવાજા ઉપર આ

ભયભીત થયેલા લોકોનું ટોળું ધસવા લાગ્યું. તેમનો ગભરાટ—તેમની છાતી ફાટ ચીસો—તેમની પડાપડીનું આબેહુબ વર્ણન આપવું પણ અશક્ય છે. તેમના સામટા વજનથી દાદર પણ ડગમગવા ને હમણાંજ સીડી તુટી પડશે એવી ધાસ્તી સર્વત્ર ફેલાઇ ગઇ.

"ચાલ મીની—ચાલ, આપણે જઇને માજીને બચાવીએ. બચ્ચું અંહી રહેશે. હું એને લેવા પાછો આવીશ. એમ કહેતો કહેતો તે એનો હાથ પકડીને એને ખેંચી જવા લાગ્યો પણ તે પ્રેમી માતા પોતાના વ્હાલા બાળકને મૂકીને આવે વખતે ખસે ખરી! તેણે તો તેના પતિનું કહેવું જાણે સાંભળતીજ ન હોય તેમ બચ્ચાને ગોદમાં લઇ લીધું અને તેને તેડીને આગળ દોડવા લાગી પણ તેના ધણીએ તેને વારી.

"મ્હારૂં માન—અહીં રાખવાથી એ વધારે સલામતીમાં રહેશે હું પાછો આવીને એને લઈ જઇશ"

"ના—ના—હું તો એને હમણાંજ મ્હારી સાથે લઇ જવાની—" મીનીએ આગ્રહથી હઠ પકડી.

વખત ખોવો એ બહુ જોખમ ભરેલું હોવાથી માર્સને તે બાળકને તેની કેડમાંથી બળાત્કારે ખેંચી લીધું અને ગોદડા ઉપર મૂક્યું તે જોઇ મિન્ટા તેની પાસે આવી અને એક માતા જેવા પ્રેમથી પોતાના બાળકને બાથમાં લે તેમ તેની આસપાસ પોતાના હાથ વીંટાળીને તેને પ્યાર કરવા લાગી.

મીનીનું આખરે કંઇ ચાલ્યું નહિ. તેનો ધણી તેને રોતીને રોતી ખેંચી ગયો.

આ પ્રમાણે તે માબાપ તરતજ, બીજાને પડેલી ડોસીને ત્રણ

માળ નીચે ઉતારી ખુલ્લી શેરીમાં મૂકી આવવા દોડયાં. સીડીઓ તથ ઓરડા તમામ ભયચકિત સ્ત્રી પુરૂષોથી ભરાઇ ગયા હતા. કોઇ આમ દોડતું હતું તો કોઇ આમ કુદકો મારવા તૈયાર થતું હતું પોતપોતાની વહાલી વસ્તુઓ કેમ બચાવવી—શું લઇ જવું ને શું મૂકવું—કેમ કરીને જીવ બચાવવો એમ સર્વને આ વખત ચિન્તા આવી પડી હતી. રોવા કકળવાનું તો પુછવુંજ શું, એવી ભીડમાંથી માર્ગ કાપવો એ ઘણુંજ કઠણ હતું. વળી ઠેકાણે ઠેકાણે સામનના ઢગલા પડયા હતા તેથી ઠોકરો ખાતાં ખાતાં તેઓ મહા મુશ્કેલીથી ઘણીવારે પોતાના ઓરડામાં પહોચ્યાં ને આ વૃદ્ધ માતાને ઉપાડીને નીચે ખુલ્લી હવામાં ઘણીજ મહેનતે મૂકી આવ્યાં. તે પછી તરતજ તે દરજી બીચારો પાછો ઉપર ચઢયો અને ઠેઠ અગાશીએ પહોચવા માટે પગથીઆં ઓળગંતો ઓળગંતો કુદતો કુદતો દોડયો પરંતુ સામેથી આવતી અગ્નિની પ્રચંડ જ્વાલાઓ તેના માર્ગને રૂંધવા લાગી. ધુમાડાના ગોટેગોટાથી તેની દૃષ્ટી રૂંધાઇ ગઇ. શ્વાસ લેવાનું પણ હવે તો મુશ્કેલ થઇ પડયું. ગળામાં ગુંગળાટ થવા લાગ્યો અને પોતાનો પ્રાણ ટકી શકશે કે કેમ એની પણ એને શંકા થવા લાગી. તેણે ઉપર ચઢવાના ઘણાં ફાંફાં માર્યાં પણ અંતે તે બેશુદ્ધ થઇને, પાછળ આવતી—ગાભરી બની ગયેલી તેની સ્ત્રીના હાથમાં પડયો.

આ બનાવ બનતાંજ, "ઓ મ્હારા બાળ !—ઓ મ્હારા વ્હાલા બાળ !"—એમ ચીસો પાડતી પાડતી—ગાંડી બની ગઇ હોય તેમ અગ્નિમાં પ્રવેશ કરવા જતી તેની સ્ત્રી તેને છોડીને ઉપર ચઢવા મંડી પરંતુ અગ્નિ હોલવવા માટે આવી પહોચેલી ટુકડીના માણ-

સોએ તેને રોકી દીધી. મકાન તો આ વેળા આગના ભડકામાં બળતું, ધીગધીગતું, અનેક સિંહોની ગર્જના કરતું, સંતપ્ત સુવર્ણમય જ્યોતિ પ્રસરાવતું ગંજાવર પાંજરૂં હોય એવો ભયાનક દેખાવ આપતું હતું. તેની અસંખ્ય બારીઓ અને જાળીઓમાંથી પ્રચંડ અગ્નિ–શિખાઓ, વિકરાળ રાક્ષસોની ભયંકર જીંહ્વાઓની પેઠે સત્ર સ્વાહા કરવાને આગળ આગળ પ્રસરી આવતી હતી. કહીંક કહીંક ત્રુટી પડતા ટુકડાઓનો ઘોર ધ્વની, નીચે ભેગા થયેલા લાખો માણુસોની મેદનીને ગભરાવી તેમના ભયમાં વૃદ્ધિ કરતો; કોઇ કોઇને ઇજા પણ કરતો; અને તેમના શોર બકોરને દ્વિગુણિત કરતો. અગ્નિ–રક્ષક મંડળે અગણિત સાધનો, અંદરના માણસોને બચાવવા માટે ભેગાં કર્યાં હતાં. પાણીનો પ્રવાહ અસ્ખલિત ઠેઠ ઉંચા માળ સુધી પણ પહોંચે એવા બંબાઓ ગોઠવી દીધા હતાં. નાની મ્હોટી સીડીઓ અનેક સ્થળે ઉભી કરી દીધી હતી. તેનો લાભ લઇને, ઘણાં સ્ત્રી પુરૂષો પોતાની વાહાલામાં વાહાલી વસ્તુઓને છાતી સરસી ચાંપીને ગમે તેવા પોશાકમાં ઉપરા ઉપરી પડા પડી કરતાં, અસ્ત વ્યસ્ત વસ્ત્રોમાં, રોતાં, કળકળતાં નીચે ઉતરી આવતાં હતાં. નિઃસ્વાર્થી વીર પુરૂષો અગ્નિ જવાલાથી પોતાનું રક્ષણ કરે એવાં બખ્તરો પહેરીને ઠામ ઠામ ઝપાટાબંધ ચઢ ઉત્તર કરતાં અને અનાથ, નિર્બળ બાળકોને—વૃદ્ધ જનોને—ગભરાટમાં બેભાન થયેલી લલનાઓને ખંધોળે બેસાડી નીચે ઉપાડી લાવતાં અને કહીંક કહીંક તો મજબુત મનુષ્યોને પકડી રાખેલાં જાડાં ચાદરાં જેવાં—ચોફાળ જેવાં વસ્ત્રોમાં પડે એમ ફેંકી પણ દેતાં ! આ સમયનો દેખાવ જોનારને પણ કમકમાટ ઉપજાવે એવો ભયંકર હતો. તો પછી જે

બીચારાં પ્રભુના આ મહાકોપનો ભોગ થઇ પડયાં હતાં તેમની વિટં-બનાનું પૂછવુંજ શું!

ગરમી તો એટલી બધી વધી ગઇ હતી કે, નળીઓમાંનું પાણી પણ કકડતા તેલની પેઠે બળવા લાગ્યું હતું. આગ બુઝાવવા મથનારાઓના ચહેરા કાળામેશ જેવા થઇ ગયા હતા! તેમના અવા-જ બુમો પાડી પાડીને થાકી ગયા હતા—અને આ પૂર્વ દાવા નળનો પ્રકાશ—પ્રલયકાળના પ્રચંડ સૂર્યોની પેઠે સર્વ દહન કરતો ઘણાં વિસ્તારમાં પ્રસરી ગયો હતો. ઉપર જણાવેલા પુલના આકા-શને અડકતા હોય એવા સ્તંભો, તેની ગંજાવર કમાનો તથા લોખં-ડનું બાંધકામ વગેરે આ ઉગ્ર તેજના બળે વિચિત્ર રૂપ ધારણ કરી રહ્યાં હતાં. મહાવીર હનુમાનજીએ રાવણ ઉપર વેર વાળવા માટે પોતાના, યોજન જેટલા લાંબા પુચ્છ ઉપર તેલમાં બોળેલાં ગોદડાં વીંટાળીને અગ્નિ પ્રકટ કરી આખી લંકા નગરીને સળગાવી મુકી હતી તે સમયનો દેખાવ કેવો ત્રાસજનક હશે તેની કલ્પના કાંઇક અંશે આ કરૂણાજનક પ્રસંગે થઇ આવતી.

બચાવવાને અથાગ મહેનત અસંખ્ય માણસોએ કર્યા છતાં આખરે તે ભવ્ય મકાનના માળ તુટવા લાગ્યા—ભયંકર કડકડાટ કરતા નીચે પડવા લાગ્યા—અને તેમાંથી ઉડતા અગણિત તનખા આકાશમાં અન્ય તારાગણ પ્રસરાવતા ચોમેર ઉડવા લાગ્યા. અંતે તેનું છાપરું પણ ભભકતા અગ્નિનો કંપતો મહા તેજસ્વી ગોળો હોય તેમ ઉંચેથી ગડબડતું—સર્વ પ્રેક્ષકોના ભયને સહસ્રગણો વધા-રતું—હજારો નિરપરાધી મનુષ્યોનો ભોગ લેશે એવી બીતી ઉત્પન્ન કરતું—છાતીફાટ રૂદન કરતા—કીકીયારી કરતા—દૂર ખસી જવા

હોડાહોડ કરતા—માહોમાહે એક બીજાને ચગદી નાંખતા—કચરી નાંખતા—વિસ્મયથી આંખો ફાડીને ઉંચે જોઈ રહેલા લોકોની ઠઠની વચ્ચે—કોઇ મહાન જવાળામુખી પર્વતના વિશાળ મુખમાંથી ઉડતા અગ્નિવર્ષાદની પેઠે સર્વત્ર અગ્નિરસ ફેલાવતું, મહા ઘોર શબ્દ કરતું નીચે પડયું.

જોત જોતામાં તો આ મ્હોટી ઇમારત બળીને ભસ્મ થઇ ગઇ. જ્યાં વાયુનો પણ સંચાર મહા મુશ્કેલીથી થઇ શકતો એવી ખીચોખીચ વસ્તીવાળું, હજારો કુટુમ્બોના આવાસથી ભરેલું, ગગનને ભેદી નાખતું આ ભવ્ય મકાન હવે હતું નહતું થઇ ગયું! તેની હયાતીના શેષચિહ્નમાં હવે માત્ર તેનાં બળતાં વિવિધ અંગના હમબાજ જોવામાં આવતા હતા. કેટલી અઢળક સમૃદ્ધિનો—કેટલા અમુલ્ય જીવોનો નાશ થયો હશે તે તો પ્રભુજ જાણી શકે એમ હતું.

માર્સમની સ્ત્રી બીચારી આ ક્ષણે પેલા રાક્ષસી પુલના નીચેના ભાગમાં એક સ્તંભને અઢીંગીને પડેલી હતી, અને તેનુ માથું એક સ્ત્રીના ખોળામાં હતું. હજી એ પોતાના વ્હાલા બાળને વિચિત્ર રીતે—નિરાશા ભરેલે સ્વરે બોલાવ્યાંજ કરતી હતી—તેનુ કોમળ સુંદર મુખ હવે પોતે ક્યાંથી જોઇ શકશે એ ચિન્તા એના મનમાં વ્યાપી ગઇ હતી—નક્કી એનો આ સર્વ ભક્ષી અગ્નિદેવે આસજ કર્યો હશે એમ એ માનતી હતી અને તેથી તેના ઉપર પોતાના ક્રોધના ઉભરા કાઢતી હતી. તેની પાસે ગાંડા જેવી બની ગયેલી—આમતેમ સદાળ જોતી જોતી માર્સમની વૃદ્ધ માતા પડી હતી. તેનું શરીર ઘણુંજ વજનદાર હોવાથી તે મહા મુશ્કીબતે આમથી તેમ પાસું પણ ફેરવી શકતી હતી. માર્સમ બીચારો

દુઃખીઆરો છતાં ઘડીક તેની ગરીબડી બીનું મુખ પંપાળતો ને તેને આશ્વાસન દેતો તો ઘડીક તેની વૃદ્ધ માતાને કપાળે હાથ ફેરવતો. એનો સુકાઇ ગયેલો નિર્માંસી ચહેરો, તથા તેના ઉપરની આછી આછી રહેલી ધોળી દાઢી જોતાં એમજ લાગતું હતું કે તે આ એક રાતની આધિમાં બુડ્ઢો થઇ ગયો હતો ને તેને ઘરડાપોજ આવી ગયો હતો.

સેન્ડ્રો જેમ તેમ કરીને પોતાનું રાચરચીલું આ બળતા ઘરમાંથી બહાર ખેંચી લાવ્યો હતો અને હવે એ ઉદાસ બનીને પોતાની વ્હાલી મીન્ટાની શોધમાં આમતેમ દોડાદોડ કરતો ફરતો હતો પણ આ મહાપ્રલયમાં એવા એક નાના સરખા પ્રાણીનો કે બીચારા માર્સમના બાળનો પત્તો લાગવાની શી આશા ? તેની દયાજનક કાહાણી સાંભળીને એક "રીપોર્ટર" ભાઇએ તો કયારનોએ—તે બંને રમતના સોબતીનો કેવો બેગોજ નાશ થઇ ગયો હતો તેની હકીકત પણ પોતાના વર્તમાનને માટે તૈયાર કરી દીધી હતી !!

રાત રાતનું કામ કરતી ચાલી—લોકો ધીમે ધીમે વેરાવા લાગ્યા—જ્યાં થોડા વખત ઉપર કળકળાટ ને ગડબડાટ મચી રહ્યો હતો, સર્વ અસ્ત વ્યસ્ત દેખાતું હતું—ત્યાં હવે ધીમે ધીમે અગ્નિના ભક્ષણ—શબ્દ સિવાય બીજું કંઇ સંભળાતું ન હતું. દુઃખીઆંને બીચારાંને સારવાર માટે દવાખાનામાં લઇ જવામાં આવ્યાં હતાં. પૈસાવાળાં હશે તે બીજાં વિશ્રાંતિ—ગૃહોનો આશ્રય લેવા ગયાં હતાં, પ્રભાતનો મંદ મંદ શીતલ પવન વાવા માંડયાથી ઉષ્ણુતાનું જોર કમી થતું જતું હતું. પુલ ઉપર ગાડીઓનો ગડગડાટ પાછો શ

ચઇ ગયો હતો. રાતનો ભારે ઉકળાટ શમી જતાં હવે શહેરની હવામાં શીતળતાએ પ્રવેશ કર્યો હતો. વ્યાપારનો પ્રવાહ પાછો તેની હમેશની ગતિએ વહેવા મંડયો હતો. ગાડી ઘોડા, મોટરો ને ગાડાંની આવજા રસ્તાઓ ઉપર શરૂ થઇ હતી. એટલામાં પુલ ઉપર ઉંચેથી કોઇ જોરથી બુમ મારતું હોય એમ નીચેના માણસોના સાંભળવામાં આવ્યું. પ્રભાતના સમયની શાન્તિમાં તે બુમ ચોમેર ગાજી રહી. જેના જેના સાંભળવામાં આ શબ્દ આવ્યો તે બુમ પાડનારની તરફ દોડતાં જતાં હતાં એમ જોવામાં આવ્યું.

માર્સમ પણ આ બુમ સાંભળીને કુતુહલથી, બીજાઓની સાથે શું હશે તે જોવા દોડયો. પોતાના તપી ગયેલા મગજને માત્ર અન્ય વૃત્તિમાં પરોવવાથી કંઇક શાન્તિ મળે એવા વિચારથીજ તે ઉઠયો હતો. એની આ મીની તો હજી સાંજ ગાડી થઇ ગઇ હોય તેમ કંઇક હાસ્ય કરતી—ડોળા ફાડીને ચોતરફ જોતી-પોતાની ડોસીની પાસે પડી હતી. માર્સમે મો ઉંચું કરીને પેલો અવાજ આવતો હતો તે તરફ જોયું, અને તેના મ્હોં ઉપરનું નિરાશાનું સ્વરૂપ બદલાઇને આશ્ચર્યનું થઇ ગયું—આશ્ચર્યનું બદલાઇને આનંદનું જણાવા લાગ્યું અને તરતજ પાછું આનંદમાંથી ભયનું થઇ ગયું !

" મીની-મીની "—આખરે તે ચીસ પાડતો પાસે આવીને કહેવા લાગ્યો.—" જો તો ખરી—આપણું બાળક જીવે છે-પ્રભુએ એની રક્ષા કરી છે ! "

અત્યાર સુધી જે અબળા—ખરેખર અ ગાજ થઇને સ્તબ્ધ નિશ્ચેતન—બેભાન જેવી—પડી રહી હતી-તે આ વધામણીના શબ્દ સાંભળતાજ ચમકીને જાગી-જાણે તેનામાં હજારો મણનું

બળ એકદમ આવ્યું હોય તેમ જોરથી એક સિંહણની પેઠે છલંગ મારીને ઉઠી—અને દોડતી દોડતી બુમ પાડવા લાગી:—ક્યાં છે મ્હારો વ્હાલો—બતાવો—મને બતાવો—મ્હારા હાથમાં આપો.'—તેના વાળ તેના શરીરની આસપાસ વીખેરાયલા હતા. તેના ડોળા ફાટેલા હતા અને તેનું આખું અંગ આનંદથી કંપી રહ્યું હતું.

બીચારી ડોસી પણ આ અણધારેલી સારી ખબર સાંભળીને મુંગી મુંગી હાથ જોડી છાતીઉપર રાખીને પ્રભુનો પાડ માનવા લાગી.

માસૂંમ તેની સ્ત્રીનો હાથ પકડીને તેને પાસેનાં પગથીઆં આગળ લઇ ગયો ત્યાં ચઢીને ખૂણા ઉપર ઉભા રહેવાથી જોનારને પૂલનો ઉપરનો ભાગ સ્પષ્ટ દૃષ્ટિ ગોચર થતો. ત્યાં આગળ જઈને માર્સમે તેને છેક ટોચ ઉપર આંગળી બતાવીને જોવાનું કહ્યું. "જો—જો—પેલા સ્તંભ ઉપર એ બેઠો"—

પહેલાં તો મીનીને કંઇ જણાયું નહિ પણ પછી નજર કરતાં બીજના બાળ ચંદ્રની પેઠે આકાશમાં પોતાના વ્હાલા બાળનું મુખારવિંદ જોતા તેના આનંદનો પાર રહ્યો નહિ, પોતાના દુર્બળ હસ્ત પ્રસારીને તે હવે તેને જોરથી બૂમ પાડતી—આજીજી કરતી—પોતાને ભેટવાને બોલાવવા લાગી.

પણ બાળક તો ઘણોજ ઉંચે એક ગંજાવર સ્તંભની ટોચ ઉપર એક કાળો ડાઘો હોય તેમ કોઇ પ્રાણીની બાથમાં બીડાયલું દૃષ્ટિયે પડતું હતું!

તે પ્રાણી કોણ હશે? બીજું કોણ હોય? આપણા સેન્ડોની વ્હાલી વાંદરી મિન્ટાજ તેની માતાનું કામ કરતી હતી! તેનું

રક્ષણ કરનાર—આગમાંથી બચાવીને સહીસલામત સ્થળે લઈ જનાર—નિમકહલાલ પ્રાણી તેજ હતું. તે બીચારી હાલ્યા ચાલ્યા વિના પોતાના વ્હાલા બાળકને ગોદમાં લઈને, છાતી સરસો ચાંપીને, એ ઉંચા શિખર ઉપર બેઠલી—આમતેમ નજર ફેરવતી, પગના આંગળાંથી પથરની કોરને મજબૂત પકડીને નિર્ભય બેઠી હતી—બચ્ચું પણ બીચારૂં—તેની સોડમાં ભરાઈને સ્વસ્થ થઈને લપાઈને બેસી રહ્યું હતું.

આ દેખાવનો ખરો ખ્યાલ આવતાંજ મીનીના દીલમાં તો બરફજ રેડાયો—તેની છાતી જોરથી ધબકવા લાગી—આ બચ્ચું જીવતું પણ હવે તો તેને મન મુવા જેવુંજ હતું. તેના ગળામાંથી એક હાયની ચીસ નીકળતી નીકળતી ગુંગળાઈ ગઈ !

નીચે જનારા લોકોની નજરે આ અદ્ભુત દેખાવ જેમ જેમ પડતો ગયો તેમ તેમ તેઓ પણ મ્હોંફાડી—ડોળા ચઢાવી—ઉંચાં માથા કરી, હાથથી ગરદન ટેકવીને આશ્ચર્ય પામતા પામતા નિર્નિમિષ નયને તેની સામું જોતા જ્યાં ઉભા હતા ત્યાં સ્તબ્ધજ બની ગયા.

ધીમે ધીમે લોકોની ઠઠ તે સ્થળે જામવા લાગી. પાસેનાં મકાનોની બારીઓમાંથી પણ આકર્ષાયલાં સ્ત્રી—પુરૂષો અને બાળકો ડોકીઆં કાઢીને આ અવનવો દેખાવ એકી ટશે—તેની તરફ આંગળીઓ કરતાં—નહિ જોનારને બતાવવા લાગ્યાં. આશ્ચર્યની સાથે ત્રાસનો પણ ધ્વનિ ચારે પાસે ગાજી રહ્યો બળતા ઘરમાંથી મિન્ટા કુદીને આ પૂલપર પોતાના વ્હાલા બાળને સલામત લઈને પહોંચી હતી એ વાર્તા તો નિર્વિવાદ હતી. તેને તે પોતાના જીવની પેઠે

સંભાળતી હતી એ પણ ખરૂં-પરંતુ હવે તેમને નીચે લાવવા શી રીતે ! આ એક મ્હોટો સવાલ ઉભો થયો.

લોકો વીવીધ યુક્તીઓ રચવા મંડયા-એક જુવાન તાર બાતાવાળો તારને થાંભલે થાંભલે ચઢીને તે બાળકને ઉતારી લાવવાની હીંમત ધરીને જાડા તાર ઉપર સંભાળથી ચાલતો ચાલતો આગળ વધ્યો. ઉપરને ઉપર તે ઠેઠ ઉંચે પહોંચતો ગયો તેમ જાણે એ પગનો મ્હોટો કરોળીયો ચાલતો હોય તેવો નીચેના લોકોને જણાયો. હમણાંજ તે ટોચે પહોંચીને બાળકને પકડી લેશે એવી સર્વ આશા રાખતા હતા એટલામાં તેમનામાંથી એક મ્હોટો શબ્દ ઉઠયો-પરંતુ તે હર્ષનો નહી પણ ભયનો-ગભરાટનો હતો.

મીન્ટાએ જોયું કે આ કોઈ મનુષ્ય રૂપે વાનર પોતાની રોજ ચાલતો ચાલતો પોતાની પાસે આવતો હતો, તેથી તે ઉંચી થઇ અને અર્ધી નીચે નમીને તેના તરફ જોવા લાગી. તેના દાંત ક્રોધના આવેશમાં ખુલ્લા થઇને તીરસ્કાર સૂચક કર્કશ શબ્દ કરવા લાગી. નીચે તેની સામે ટગર ટગર જોઇ રહેલી મંડળીનાં, બગાસાં ખાતાં મ્હોં તરફ પણ તે દાંતીયાં કરીને ચાળા પાડવા લાગી, તેમ તેમ તેમના મ્હોંમાથી બૂમોના પોકાર વધારે વધારે જોરથી નીકળવા લાગ્યા.

જરા વારમાં આકાશને અડકતા એ શિખર ઉપરથી બીજો પણ શબ્દ આ મેદનીને કાને પડયો. તે હતો તો તીક્ષ્ણ-પણ હૃદય-ભેદી-પેલા બાળકના રૂદનનો. હવે લોકોને ખાત્રી થઇ કે તે બાળક નક્કી જીવે તો છેજ, ને તેથી તેઓ હુરે હુરેના પોકાર પોતાનો આનંદ જણાવવા માટે કરવા લાગ્યા. મીન્ટાએ પોતાનો

નાજુક હાથે હાથ તે બાળકને માથે મૂકીને તેને જરા પંપાળયું કે તરત તે છાનું રહી ગયું !

પેલા તારવાળાને હવે તેઓ પોકારીને પાછા ઉતરી આવવાનું કહેવા લાગ્યા. શું કરવું તેનો ક્ષણવાર તેને અનીશ્ચય થયો. ઉપર જઇને પકડવાનો પ્રયત્ન કરતાં કદાચ વાનર છટકી જાય તો શું થાય એનો ખ્યાલ આવતાં તે પાછો હઠયો ને ધીમે ધીમે ઉતરી આવ્યો.

લોકોને હવે લાગ્યું કે આમ તો તે બાળકને બચાવી શકાશેજ નહી. તેની પાસે છીનવી લેવા જતાં તે અદેખાઇનું માર્યું ભયભીત બનીને રાક્ષસી બળથી સામું થયા વીના રહેજ નહિ અને એક માતાની પેઠે પોતાનો ખજાનો હાથમાંથી જવા દેજ નહિ, ને કંઇ ન ફાવે તો કદાચિત્ તે જાતનાં પ્રાણીને ટેવ હોય છે તેમ પોતાની પાસે જે હોય તે હવામાં ફેંકી પણ દે ! તો પછી બીચારા અનાથ બાળકની શી ગતિ !

કોઇ કહે એ ભૂખ્યુ થયું હશે—તરસ્યું થયું હશે—લાવો એને ખોરાકને પાણી બતાવીએ; એમ વાત થતાંજ નારંગીઓ, અખરોટ, વિગેરે એ વાંદરી જ્યાં બેઠી હતી તેનાથી નીચેના મજલાનાં મકાનો વાળાએ પોતાના આગલા ભાગમાં તે દેખે તેમ લાવીને મૂક્યાં ને દૂધ પણ એક ઠામમાં રાખ્યું. કેટલાક જણ તેને વિવિધ રીતે ફોસલાવી લાવવાની આશાથી અનેક ચારૂ શબ્દથી બોલાવવા લાગ્યા—બાળકો લાડ કરવા લાગ્યાં પણ મિન્ટા તો હાલે કે ચાલે. ગંભીર ચહેરો રાખીને સ્થિર ચિતે તે તો બાકગ જ્યાં હતી ત્યાં બેસીજ રહી. નીચે ઘણે દૂર મહાવેગથી

નદી વહેતી હતી તેના પ્રવાહ તરફ તેની ચિન્તાતુર દૃષ્ટિ વારંવાર ફરતી. લોકો બધા ગરબડાટ મચાવી મૂકતા હતા. તેની તો તે જાણે દરકારજ કરતી ન હતી. તેને મન તો તે નહિ જેવોજ હતો. તેને તો એમજ લાગતું હતું કે બાળીને ભસ્મ કરી નાખનાર અગ્નિ—જ્વાળામાંથી પોતે બચી હતી અને પોતાનું વ્હાલું બાળ જેને તે ખરા જીગરથી ચહાતી હતી તે અંતે તેની પાસે સલામત હતું એજ મ્હોટી વાત હતી. એજ માતા તરીકેની તેની વૃત્તિ કેટલેક અંશે આથી સંતુષ્ટ થઇ હતી—પોતાનું ગયેલું બાળજ જાણે પાછું મળ્યું હતું—અને હવે કોઇ શિકારીઓ તેની પાસેથી તે પડાવી લે નહિ એટલીજ સંભાળ રાખવાની હતી. ગમે તેમ થાય પણ એને લઇ જવા તો નજ દેવું, એવો એણે નિશ્ચય કર્યો હોય એમ લાગતું હતું.

દિવસ ઉગતો ગયો તેમ તેમ આ વિસ્તીર્ણ શહેરની વસ્તી-માનો ભાગ વધારેને વધારે આ કુતુહળ જોવા માટે અહીં જામતો ગયો. નિરંતર જતી આવતી ગાડીઓમાંથી પણ લોકો ડોકીઓ કાઢીને આ અદ્ભુત બનાવ જોયા કરતા—ભેગી મળેલી ઠઠમાં એક પાસા દૂર બીચારો માર્સંમ તથા તેની દુઃખીઆરી સ્ત્રી નજરે પડતાં હતાં,

એટલામાં એકદમ પાસેના એક છાપરા ઉપર કોઇ માણસ હાથમાં બંદૂક લઇને નીકળી આવ્યો—તે વાઘરી તરફ તાકીને જોતો ઉભો રહ્યો. તેનો વિચાર એવો જણાતો હતો કે જરાવાર પણ જો એ વાઘરી પેલા બાળકને વિખૂટો મૂકે—પોતાનાથી દૂર બેસાડે તો બરાબર તાકીને તે વાઘરીનાજ પ્રાણ લેવા એટલે તેનું શરીર

નીચે નદીમાં પડે ! આ યુક્તિ પણ માર્સમના આ નાજુકડા બાળને બચાવવા ખાતર કોઇએ સુઝાડી હતી. તે બીચારૂં હવે તો ઘણા કલાક થયા તડકા તાપમાં એક અતિ ઉંચી જગાએ ભૂખ્યું તરસ્યુ જોખમ ભરેલી સ્થિતિમાં બેસી રહ્યું હતું તેથી તેની દયા સર્વને અતિશય આવતી હતી. શહેરની શેરીઓ અને નદીના જળથી તે સેંકડો ફીટ ઉંચે હતું.

બંદૂકવાળાને રોકવાને માટે બુમો પાડતા કેટલાક દયાળુ જણુ આમતેમ દોડતા પણ હતા પણ મિન્ટા તો જાણે કંઇ જોતીજ ન હોય—ભય પામતીજ ન હોય તેમ પોતાના વહાલા બાળકની સંભાળમાંજ લીન થઇને તેને છાતી સરસો રાખીને બેસી રહી હતી. ભૂખ, તરસ પણ જાણે ભૂલીજ ગઇ હતી. એટલામાં એક સુંદર બગલું–શ્વેત શરીરને શ્વેત પાંખો વાળું ઉડતું આવીને એની ડાબી પાસેના શિખર ઉપર બેઠું. મિન્ટા તેના તરફ પણ દાંત કકડાવીને જોવા લાગી, પણ બગલાને તેની કંઇ અસર થઇ નહિ તેથી મિન્ટાને કેમ જાણે ગુસ્સો આવ્યો હોય એમ જણાયું. તેણે ધીમેથી પેલા બાળકને પથ્થર ઉપર ચતુપાટ સુવાડયું અને તે પ્રાણી તરફ તેણે એકદમ જોરથી તરાપ મારી, પણ તે બગલું તો છટકી ગયું તેને પકડવાની લાલચે મિન્ટાએ પોતાના પાછલા પગ ઉપર ઉભા થઇને આગલા તેના તરફ પ્રસાર્યા. પ્રકાશમાં તેના ગળાની સાંકળ ચમકવા લાગી. હવામાં એક તીક્ષ્ણ અવાજ થયો. બંદુક વાળાની બુંદુકમાંથી ધુમાડો નીકળવા લાગ્યો. મિન્ટાના ખભા ઉપરના વાળનું એક ઝૂમખું હવામાં ઉડયું અને તેની સાથેજ એક ભયાનક—હૃદય ભેદક–મનુસ્યના સ્વરને મળતી આવતી-કારમી

ચીસ પાડીને મિન્ટા કુદીને ધ્રુજતી ધ્રુજતી તે બાળકને ભેટી પડી અને તેને પાછું પોતાની ધબકતી છાતીએ વળગાડી લીધું ! ! તે જાણે ઠગલો થઇને, નિરાશાથી ખિન્ન બની જઇને હવે આ ગગનચુંબી સ્થળે પોતાના બાળકને લઇને ભરાઇ બેઠી. તે બંદુક ફોડનાર તરફ દૃષ્ટિ કરતાં તેની આંખમાંથી જાણે અંગારા વરસવા લાગ્યા. પોતાનું બાળક પણ સહીસલામત રહ્યું તે જોઇ તેને વધારે વધારે છાતી સરસું તે દબાવવા લાગી ને તેના સામું ઉભરાતા પ્રેમથી જોવા લાગી.

એટલામાં નીચે ઉભેલા માણસોમાંથી કેટલાકની ઉપર આકાશમાંથી રૂધિર ધારાનો વર્ષાદ પડતો જણાયો ! ચમકીને તેઓ ઉંચે જોવા લાગ્યા તો એક ઝીણી ધાર લાલ લાલ પ્રવાહની તે વાંદરીના ખભામાંથી નીકળતી તેમને જણાઇ. તેમનાં દીલ, આ બીચારીને થયેલી ઇજા જોઇને દયાથી ઘણુંજ પીગળી ગયાં. તેના ઉપર બંદુક છોડનારને માટે તેઓ પોતાનો તિરસ્કાર મ્હોટા શબ્દમાં પોકારીને જણાવવા લાગ્યા. હવે એ બંનેનો જીવ કેમ કરીને ઉગારવો એનો સર્વને વિચાર થઇ પડયો. કોઇ કંઇ રસ્તો બતાવવા લાગ્યું, કોઇ કંઇ યુક્તિ સુઝાડવા લાગ્યું, પણ તે વ્યર્થ ગઈ. કોઇ ઉપરથી બુમો પાડીને આમ કરો એમ કહેતું, પણ તે કહેવુંજ સહેલું લાગતું. જે તે પ્રકારે મિન્ટાથી બાળકને છૂટું પાડવા લોકો મથતા પણ તેમ કર્યાથી તો એ બીચારા અનાથનો જીવ ઉલટો જોખમમાં આવી પડે એમ હતું. એટલી ઉંચાઇએ એને મિન્ટાનો આશ્રય ગયા પછી નીચે ગબડી પડતાં કોણ બચાવે એમ હતું ? એ પડે તો એનું શું થાય એ વિચારજ સર્વને કમકમાટ ઉપજાવતો હતો. સર્વને મન એ બાળકના પ્રાણ હાલ અમૂલ્ય હતા.

હવે પોલીસના ઉપરી સાહેબ મોટરમાં દોડતા આવી પહોંચ્યા. શહેરમાં વાત ચોમેર ફેલાઇ ગઇ. આવ્યા તો જોરભેર પણ મામલો જોતાંજ બીજાની પેઠે તે પણ મુંઢ મૂંઢ બનીને સ્તબ્ધ ઉભા રહ્યા. તેમને એક ઉત્તમ યુક્તિ સૂઝી. તેમણે ધાર્યું કે એ સ્તંભની આસપાસ બની શકે તેટલે ઉંચે પોલીસની લાઇન ગોઠવી દેવી અને તેમના બધાના હાથમાં એક જાળ આપવી કે જેથી બાળક પડે તો તેને ઝીલી લેવાય. બીજી જાળ નીચેના સરીયામ રસ્તા ઉપર પણ અધર રાખવી કે ઉપરની જાળમાં ન આવતાં આડું અવળું પડે તો નીચેથી પણ ઉપાડી લેવાય. એઓ એટલું તો કબુલ કરતા હતા કે મ્હારા એક માણસને ઉપર ચઢાવીને તેના હાથમાં મ્હોટો વાંસડો આપીને વાંદરીને ડરાવી બાળકથી છુટી કરવી તથા બાળકને બીજા હાથે લઇ લેવું, એ ઘણું કઠિન કામ હતું તથા તેમાં જોખમ પણ મ્હોટું સમાયલું હતું.

તેમની આ યુક્તિ સાંભળતાંજ માર્સમ બીચારો બોલી ઉઠયો કે—ના ભાઇ—એવું કંઇ કરશો નહિ. એ તો મ્હારા બાળકના પ્રાણ ખોવાનોજ રસ્તો છે, અને હું તે કરવા દેવાનો નથી. ”

એની સ્ત્રી પણ આ સાંભળી ગાંડી બની ગઇ હોય તેમ ચીસો પાડવા લાગી. એની બુમો, એનો કળકળાટ અને એનું છાતી ફાટ રૂદન એની આસપાસ ભરાયલા લોકનાં હૃદય પીગળાવા લાગ્યાં. આખરે પોલીસ કમીશનર સાહેબને પોતાની યોજના મૂકી દેવી પડી, અંતે એક બીજા અમલદાર, મ્યુનિસિપાલીટી ખાતાના, તે ક્ષણે આવી પહોંચ્યા તેમણે પોતાની અશક્તિ તથા લાચારી બતાવવા માંડી.

એટલામાં આ ઠઠની છેક છેવટના ભાગમાં કોઇ કાળો માણસ કાનમાં પહેરેલી સોનાની કડીઓવાળો ગુચ્છળાવાળા કાળા વાળ ને કાળા ચેહેરાથી ઓળખાઇ આવતો હાથ ઉંચા કરીને બુમો પાડતો પાડતો લોકોને હઠો હઠો કરી પરાણે પોતાનો માર્ગ કરતો જોવામાં આવ્યો. તે ઇટાલીયન ભાષામાં મ્હોટે સ્વરેથી જોસથી હાકો મારતો હતો ને અનેક પ્રકારના ચાળા કરતો હતો. લોકેના સમજવામાં એટલું તો આવ્યું કે આ વાંદરીનો તે માલીક હોવો જોઇએ. કેટલાકે એને શહેરમાં જોયેલો તેથી ઓળખ્યો પણ ખરો, અને એને જોતાંજ તેમનામાં આશાના અંકુર ફૂટયા-બાળક બિચારાનો જીવ હવે એજ બચાવી શકશે એવી પ્રેરણા તેમનાં અંતઃકરણમાં સ્ફુરાયમાન થઇ તેને જોતાંજ તેમનાં મુખ ઉપરથી નિરાશા દુર થઇ, અને આશાનાં કિરણ હાસ્ય રૂપે પ્રકટ થયા-"આવવા દો-રસ્તો આપો દૂર રહો-" એમ માંહોમાંહે તેઓ પોકારવા લાગ્યા. પોલીસના ઉપરીને પણ કંઇક વાત સમજાઇ તેથી તેમણે પોલીસને મોકલી તેનો માર્ગ સરળ કરાવ્યો. લોકોને હઠાવી તેને આગળને આગળ આવવા દીધો. રાત્રે તેણે વાંદરીને પાછી મેળવવાની આશા છોડી દીધી હતી ને પોતાને રહેવાનું કંઇ સ્થાન બળી ગયેલા મકાનની નજીકમાં ન હતું તેથી પોતાના સ્વદેશી કોઇ ભાઇબંધને ત્યાં તે મોડો સુવા ગયો હતો. તેને કાને આ વાત આવતાંજ તે દોડતો પોતાના વ્હાલા પ્રાણીને પાછું મેળવવા આ સ્થળે આવતો હતો-આખરે તે હાંફતો હાંફતો હચડા-હચડીમાંથી મહા મુશકેલીથી માર્ગ કાપીને અમલદારો જ્યાં ઉભા હતા તે ખુલ્લી જગામાં આવી પહોંચ્યો. તેની નજર ઉંચેજ હતી. તેનાં વસ્ત્રો તાણાતાણીમાં ફાટી ગયાં હતાં. પેલા બાળકનાં માબાપ પણ તેની પાસેજ ઉભાં હતાં.

તેને જોતાંજ મીની—એક છંછેડાયલી વાઘણની પેઠે તેને ગળેથી પકડવા માટે કુદકો મારીને તેની પાસે ગઇ. "ત્હારી વાંદરી મ્હારૂં બચ્ચુ ચોરી ગઇ છે—હું ત્હારો જીવ લઇશ—નહિ છોડું લાવ મ્હારૂં બાળક—"

તેનો ધણી બીચારો તેને વારતો વારતો પકડીને આઘી ખસેડવા લાગ્યો.

"અરે મીની આ શું બકે છે! આપણા બાળકનાં પ્રાણ તો એ વાંદરીએજ બચાવ્યા છે! રાતની આગની વાત પણ શું તું ભુલી ગઇ!"

"અરે મ્હારી મિન્ટા? ઓ મ્હારી મિન્ટા?', સેન્ડ્રો પોતાના વ્હાલા પ્રાણની આશા છોડતો હોય એમ આણી પાસ રડતો રડતો પોકારવા લાગ્યો પેલા બાળકની માતાને જેવો અફસોસ તેને ખોવાની ધાસ્તીથી થતો હતો તેવોજ આ બીચારાને પોતાના પાળેલા વહાલા સાથીને ફરીથી જીવતું મેળવવાની આશા જતી રહેવાથી થતો હતો

"મિન્ટા બેટા પાછી આવ,' એમ જોરથી મ્હોટે સ્વરે પોકારી પોકારીને તે તેને વિનવવા લાગ્યો મિન્ટાએ તે સાંભળ્યો હોય એવી કંઇ નિશાની આપી નહિ. તે તો હજી સ્થિરજ બેસી રહી હતી. સેન્ડ્રો હાથ હલાવી હલાવીને કુદી કુદીને તેણીએ બુમો પાડવા લાગ્યો. પણ તે વાંદરી તો હજી સુધી પોતાના વ્હાલા બાળને માતાની પેઠે સોડમાં લઇને સ્તબ્ધ ઉંચે સ્તંભના શિખર ભાગ ઉપર જેમની તેમ બેસીજ રહી હતી. હવે તો બીચારા સેન્ડ્રોની આશાનો પણ અંત આવ્યો. નિરાશાએ તેને ઘેરી લીધો. તે અતિ દીન વદને દયાજનક સ્વરે રૂદન કરવા લાગ્યો. મિન્ટાજ તેની વ્હાલી આ પરદેશમાં

તેની એકજ મિત્ર હતી. તેનો સોબતી જીવનનો સાથી હતી-તેના કુટુમ્બ કબીલામાં ગણો કે તેના મિત્રમંડળમા ગણો તો તે એકજ હતી-તેને પૈસા કમાવી આપનાર પણ એ હતી. અનેક રમત તથા ચાળા કરીને તે પ્રેક્ષકોનાં મન રીઝવતી. એના વિના પોતાનું જીવતર હવે ધૂળધાણી થશે-હવે કંઈ કામ કરી શકશે નહિ-દ્રવ્યોપાર્જન થશે નહિ. અને પોતે મુવા જેવોજ બનશે એમ એને ભય લાગવા માંડયો. પણ એટલામાં એને એક યુક્તિ પ્રભુ-પ્રેરણાથી સુઝી આવી. એની આંખોમા ચળકાટ આવ્યો. કંઇક નહિ સમજાય એવો ગણગણાટ કરતો તે પાછો લોકોના ટોળામાં ભળી ગયો. તેમાંથી પાછો પોતાનો રસ્તો બળાત્કારે કરતો કરતો તે બહાદુરીથી બહાર નીકળ્યો ને કહીંક જતો રહ્યો.

સવાર તો હવે ક્યારનુંએ થઇ ગયું હતું. દિવસ ચઢયો હતો. લગભગ આઠ કલાક થયાં એ ગરીબ દરજીનું બાળક બીચારૂં તેની આ વાંદરી માતાના ખોળામાં પર્વત જેટલે ઉંચે લપાઇને બેસી રહ્યું હતું. સૂર્યનો પ્રચંડ તાપ પાછો વધવા માંડયો હતો. આકાશમાંથી ગરમીના અંગારા વર્ષી રહ્યા હતા તોપણ પાંચ હજાર જેટલા માણસોનું ટોળું અને ત્રણ મ્હોટા અમલદારો નિર્બળ અને બેબાકળા બન્યા છતાં ત્યાંથી એક પળ પણ ખસતા નહતા.

એટલામાં લોકોની મેદનીમાંથી એક મ્હોટા બૂમની ગર્જના ઉઠી. સેન્ડ્રો દૂરથી પોતાનું વાજું ઘસડી લાવતો જોવામા આવ્યો. તેને જોતાંજ લોકો ખસવા લાગ્યા. તેના વાજાને ઉપાડીને તેની જોડે આગળ ધસવા લાગ્યા. ત્યાં આવતાંજ તેણે ટોપી ઉતારી અમલ-દારોને કાલાવાલા કરી વિનતિ કરી લોકો જરા બોલતા બંધ રહેતો

સારૂં. જ્યાં લગી લોકોનો ગડબડાટ ચાલશે ત્યાં લગી મિન્ટાના કાનમાં આ વાજાનો અવાજ પડશે નહિ."

આ વાતની વાસ્તવિકતા તરતજ પેલા અમલદારોના સમજવામાં આવી. તેમણે પોલીસનાં માણુસો ચોમેર દોડાવીને સર્વત્ર એવો હુકમ ફેલાવ્યો કે કોઇએ એક શબ્દ પણ બોલવો નહિ. ચારે પાસે ધીમે ધીમે હવે શાન્તિ ફેલાતી ગઇ. લોકો શું થાય છે તે જોતા મુંગે મોઢે ઉંચી ડોક આંખો ફાડીને ઉભા રહ્યા. પરંતુ ઝપાટાબંધ પાસે થઇને દોડતી ટ્રેનો તથા પૂલ નીચે ચાલતાં ગાડી. ગાડાં ને મોટરો વિગેરેની ધમાલ તો તેવીજ રહી, તેથી ધારેલો હેતુ પાર પડે એમ ન હતું એટલે લોકોએ વળી પાછી બુમરાણ મચાવી મૂકીઃ—"ગાડી ઘોડાને રોકો. ટ્રેનો થોભાવો, જલદી બંધ કરો—"એ અવાજ જોરથી બધે ગાજી રહ્યો.

આખરે તેમની તે અરજ પણ અમલદારોને સ્વીકારવી પડી. રસ્તે ચાલતી મોટરો—ગાડીઓ તમામ રોકાઇ ગઇ. ટ્રેનોને પણ ઇશારતથી દૂરથીજ થોભાવવામાં આવી. આખા પૂલ ઉપર શાન્તિ પ્રસરી રહી. આસપાસ પણ પોલીસો ડંડો લઇને બને ત્યાં સુધી માર્ગમાં શબ્દ થતો અટકાવવા લાગ્યા. ચારે પાસ ગાડી ઘોડાઓ—વેગનો—બાઇસીકલો—વિગેરેની હદળા હદળી થઇ પડી. અધીરાઇમાં સર્વ એક બીજાનો ધીમે સ્વરે આ અસાધારણ હુકમ કરવાનું કારણ પૂછતા ને જે જાણતા તેઓ મુંગે મ્હોંએ ઉંચી આંગળી કરી આકાશમાં સ્તંભ ઉપર કોતરાઇ ગયું હોય તેમ સ્તબ્ધ બેસી રહેલું વાનર તથા માનવ બાળનું યુગ્મ બતાવતા તે જોતાજ, પૂછનારની દૃષ્ટિ પણ જાણે જાદુના બળથી ત્યાંજ

મ્હોટી જતી. આટલી શાન્તિ—આટલી નિઃશબ્દતા-દિવસના ભાગમાં તો કોઇ વેળા આ ભાગમાં કોઇએ પ્રસરેલી જોઇ પણુ નહતી. એટલામાં તે વાદ્યમાંથી સ્પષ્ટ, મધુર, સર્વને કાને પડતો ગંભીર સંગીતનો ધ્વનિ ઉઠયો. તેણે કરીને અંતરીક્ષ સર્વ વ્યાપ્ત થઇ ગયું. તેના પ્રભાવથી પૂલ ઉપરના વિદ્યુત્ પ્રવાહના તાર પણુ કંપીને સામા પ્રતિધ્વનિ કરવા લાગ્યા પૂલ પોતે પણુ તેના બળથી કાંપતો હોય-ધ્રૂજતો હોય એવી ભ્રાન્તિ થવા લાગી. સંગીતના કોમળ સ્વર મનુષ્યોના અંતઃકરણુની ઉપર અસર કરવાની સાથે સામેના મકાનોની દિવાલો સાથે પણુ પક્ષીઓનાં ટોળાંની વેઠે ઉડતા ઉડતા અથડાવા લાગ્યા. પૂલ ઉપરના મ્હોટા તથા નાના તાર પોતેજ જાણે એ વાદ્યના રાક્ષસી તંતુઓ બનીને તેના શબ્દને પુષ્ટિ આપવા લાગ્યા-તેનું પરિણામ સહસ્ર વધારવા લાગ્યા.

વિજય ઘોષ સર્વત્ર ફેલાવતું—આનંદથી છલકાતું—સિંહવત્ ગર્જના કરતું આ સંગીત ઉંચેને ઉંચે પ્રવર્તવા લાગ્યું. આ જાદુ ભરેલા ખાસ ગાયનની અસર મિન્ટાના હૃદય ઉપર કેવી થતી તે માત્ર સેન્ડ્રોજ જાણુતો હતો. જ્યારે જ્યારે તે આ સુસ્વરનો ઉઠાવ પોતાના વાદ્યમાંથી કરતો ત્યારે ત્યારે અવશ્ય મિન્ટા ગમે તે સ્થળે હોય ત્યાંથી દોડતી આવીને કુદીને છલંગ મારીને એના હાથમાં-એની બાથમાં પડતી.

આ વખતે પણુ મિન્ટાને કાને તે મધુર સ્વરો પડતાંજ તેના ઉપર તેની જાદુભરી અસર થતી લોકોના જોવામાં આવી પોતાના વ્હાલા બાળકને છાતી ઉપર એક હાથે દબાવી રાખી હવે તે નીચે

ઉતરવાનો માર્ગ શોધતી હતી. તે જોતાંજ લોકોમાંથી હર્ષનો પોકાર ઉઠયો. તેના બળે વાદ્યનો ધ્વનિ પાછો ડબાઇ ગયો. તારનાં જાડાં ગુચ્છાને આધારે ધીમે ધીમે તે ઘણીજ સંભાળથી નીચે આવતી હતી. અર્ધ નગ્ન બાળક તેની કોટે વળગેલું સર્વને હવે સ્પષ્ટ જણાવવા લાગ્યું. તે બીચારાના મનની સ્થિતિ આ વેળા કેવી હશે એ કોણ જાણી શકે? જાણે તો પણ તેનું વર્ણન કોણ કરી શકે? પોતાના વ્હાલા સાથીનો મેળાપ પાછો થવાની આશા સજીવન થતાં સેન્ડ્રોનો હાથ પણ હવે વાદ્ય ઉપર વધારે ત્વરાથી વધારે બળથી વધારે કરામતથી પડવા લાગ્યો. તેના સ્વરો વિશેષ જોરથી નીકળવા લાગ્યા. મિન્ટા પણ નીચે ને નીચે, પગલે પગલે, સંભાળથી લોકોની સમક્ષ આવતી ગઇ. વચ્ચે વચ્ચે જરા વિશ્રામ લેવાને માટે જાણે બેસતી આકાશમાંથી—પવિત્ર દેવલોકમાંથી પાછું પૃથ્વીના કૃતઘ્ની પ્રાણીઓમાં આવવાનું કેમ જાણે તેને ગમતું ન હોય તેમ વધારે નીચે ઉતરી આવવાને જાણે નાખુશી જણાતી પણ પોતાના વ્હાલા ધણી સેન્ડ્રોની ઉપર પૂરેપૂરી દૃષ્ટિ પડતાંજ તે એકદમ છલંગ મારીને તેની પાસે દોડી આવી એક થાંભલાને બાઝીને સરકતી નીચે ઉતરી પડી.

“ઓ મ્હારી મિન્ટા”—એમ બોલતે બોલતે સેન્ડ્રોએ હર્ષના અશ્રુથી તેને પોતાની બાથમાં લેતાં પ્રેમના ઉદ્‌ગારથી તેને વધાવી લીધી.

“મ્હારા વ્હાલા-મ્હારા બાલુડા’—મીનીએ ચીસ પાડી મિન્ટાની પાસેથી પોતાના ચિરકાળ-વિયુક્ત-ભુખે તરશે ગાભરા બની ગયેલા બાળકને—પોતાના નવે અવતારેજ આવેલા પોતાને પણ પ્રાણ ત્યાગ કરવાના દુઃખમાંથી તારનાર લાડકવાયા બાળકને જોરથી છાતી

ભરસો ચાંપી, તેનું મ્હો તેના ગાલ તેનું કપાળ તેનું માથું ચુમીઓથી ભરી દીધું. તેનું રૂદન આ વેળા તેને સ્વર્ગીય ગાનવત્ પ્રિય થઇ પડ્યું!!

સર્વ પ્રેક્ષકોની પ્રબળ ઇચ્છા આમ પ્રભુએ પૂર્ણ કર્યાથી તેઓએ આ દુર્ઘટ સંયોગને તાળીઓની ગર્જનાથી હુરેના પોકારથી મ્હોટી ખુશીથી વધાવી લીધો, અને ધીમે ધીમે સર્વ મંડળ વીખેરાવા લાગ્યું. નદી અને પ્રવાહની પેઠે લોકોનાં ટોળાં જુદી જુદી દિશામાં ગમન કરવા લાગ્યાં. છેવટે માસ્ટર્મ-તેના બાળકને હાથમાં રાખીને ચાલતી તેની સ્ત્રી, મીની, સેન્ડ્રો અને મિન્ટા, તથા સેન્ડ્રોનું વાજું અને તેમની પાછળ નગરના ત્રણ પેલા મ્હોટા અમલદારો તથા સેંકડો માણસની ઠઠ જાણે કોઇ વિજયી પુરૂષના "સરઘસ"માં ચાલતાં હોય તેમ પૂલ મૂકીને નગર ભણી વળવા લાગ્યાં. અર્ધો કલાક પૂરો થયો નહિ એટલામાં તો એ સ્થળ પાછું પૂર્વે હતું તેવું—ઉપર નીચે અને આસપાસ—સર્વત્ર ઔદ્યોગિક પ્રવૃત્તિયોમાં પડેલાં મનુષ્યોના સાધારણ સંચારથી ભરાઇ ગયું. પ્રચંડ સૂર્ય દેવતા પોતાની તેજસ્વિતા પરિપૂર્ણપણે પ્રગટ કરતા નભોમંડળમાં વિચરતા જણાયા. સર્પાકાર ટ્રેનો તપી ગયેલી રેલો ઉપર અગાઉની પેઠે હવે પાછી વાંકી ચુંકી નૃત્ય કરતી હોય તેમ જોરથી દોડાદોડ કરવા મંડી. માર્ગમાં મોટરો ઘોડાગાડીઓ-ટ્રામ ગાડીઓ-વેગનો ખટારાઓ—બાઇસીકલો સર્વનો વેગ પાછો જેવોને તેવો ચાલુ થઇ ગયો. ભેગો થયેલો સમૂહ પોતપોતાની યથેચ્છ દિશામાં વહી ગયો અને થોડાકજ સમય ઉપર બની ગયેલા આ અદ્ભુત બનાવના સ્મરણ ચિન્હમાં માત્ર પૂલના એક સ્તંભના પથર ઉપર ઠેઠ નીચે સુધી પ્રસરેલી રક્તની રેખાજ રહી ગઇ.

જુનાગઢ,
તા. ૧૪ સપ્ટેમ્બર ૧૯૧૬ } છગનલાલ હરિલાલ પંડયા.

# પ્રેમમંદીરનું એક દ્રશ્ય.

(લેખક—ચંપકલાલ ગીરધરલાલ જરીવાળા-સુરત.)

પ્રભાકરબાબુ બાલ્યાવસ્થાથીજ પ્રેમમંત્રનો હંમેશા જાપ કરતા હતા. સુપ્રસિદ્ધ લેખકોના શૃંગારમય રસીક નોવેલો વાંચતા પહેલાજ તેમને પ્રેમધુન લાગી હતી. સૌથી પહેલા તેમને લાકડાના એક લાલ ઘોડાથી પ્રેમ લાગ્યો હતો તે વખતે તેમની ઉમ્મર ચાર વર્ષની હતી. તેમના પિતાએ એ ઘોડો કલકત્તાથી આણી આપ્યો હતો. તેમનો એ ઘોડા તરફનો પ્રેમ એટલો પ્રબળ હતો કે રાત્રે સુતી વખતે પણ તેને ખાટલાના પાયા સાથે બાંધી રાખતા. સવારના પહોરમાં ઉઠતાની સાથે બાગમાંથી તેને માટે ઘાસ ચુંટી લાવતા. મા પાસેથી મળતી મીઠાઇમાં પણ ઘોડાનો ભાગ રહેતો. એક દિવસે તેમના એક મિત્રે પૂછયું.

"પ્રભાકર શું તમારા ઘોડાને તરતા આવડે છે?"

ગર્વિત સ્વરે પ્રભાકરે કહ્યું "હા બધુએ આવડે છે."

એ પછી વાદવિવાદ થતા પ્રભાકરે પોતાનો ઘોડો તરી શકે છે તેની ખાત્રી આપવા તળાવમાં નાંખ્યો. થયું. પ્રભાકરનું કહેલું સાચું પાડવા નિર્જીવ લાકડાનો ઘોડો તર્યો તો ખરો પણ પ્રભાકર તરફ ગુસ્સે થયો હોય કે કેમ પણ તે તેની પાસે પાછો આવ્યો નહિ. ત્યાર પછી પ્રભાકરને એક બીલાડી સાથે પ્રેમ થયો. તે

સુંવાળી ચામડીવાળી બીલાડી પ્રભાકરની પાસે ખાવાનું જોતાં તરતજ દોડી આવતી અને તેમાં ભાગ પડાવતી. પણ પ્રભાકરે તેનો પણ ત્યાગ કર્યો. કારણ કે તે એવફા વાઘની માસી ઉંદરને જોતાંજ પ્રભાકર સાથે રમવાનું છોડી દઇ નાશી જતી. ત્યાર પછી ઘણાએ પક્ષીઓ સાથે તેમનો પ્રેમ થયો અને છેલ્લે વિદ્યાલયના એક બાળમિત્ર સાથે તેમનો પ્રગાઢ પ્રેમ થયો. આ વખતે તેમને લાગ્યું કે એક હૃદય બીજા હૃદયથી મળ્યા વગર સંપુર્ણ થઇ શકતું નથી. બે હૃદયો એક સુત્રમાં ગ્રંથીત ન થવાથી મનુષ્યનું હૃદય જયોત્સના હીન થઇ જાય છે. ધીમે ધીમે સમય પસાર થયા પછી એન્ટ્રન્સની પરીક્ષા પાસ કર્યા પછી પ્રભાકરને જ્યારે મિત્રવિયોગ થવાનો સમય આવ્યો ત્યારે પરીક્ષા પાસ કર્યાનો આનંદ ઉડી ગયો અને તેને બદલે તેના હૃદયમાં શોક વ્યાપી રહ્યો. અંતઃકરણમાં અનેક તર્કવિતર્ક કર્યા પછી તેમણે એક સીતાર ખરીદ કરી અને તેના મધુર તારમાં પોતાનો પ્રેમ રેડી દીધો.

(૨)

યૌવનના દ્વારપર પહોંચતાંજ પભાકરે ઘણીક રમણીઓના રૂપગુણ પર મુગ્ધ થઇ તેમાંની એકને પોતાના હૃદયમાં સ્થાપન કરી તેનું પુજન કરવા માંડયું. છેવટે એમ. એ. ની પરીક્ષા પસાર કરી તે મધુપુરમાં હવાફેર માટે ગયા. આ સ્થળે તેમના જીવનમાં પરિવર્તન કરનારો એક બનાવ બન્યો.

મધુપુરમાં આ સમયે હાલના જેવા મોટા મોટા મકાનો નહોતા પણ નાના નાના બંગલાઓ પાસે પાસે દેખાતાં હતા. પ્રભાકર જે બંગલામાં રહેતો હતો તેની પાસેના બંગલામાં મી૦ મૂર

નામનો એક યુરોપીયન રહેતો હતો. મધુપુરની ચારે બાજુ મૂર સાહેબની કોલસાની કેટલીક ખાણો હતી. મુરસાહેબ ઉમ્મરે વૃદ્ધ હતા તો પણ મધુપુરમાં રહી તેઓ હંમેશ પોતાની મીલકતની તપાસ રાખતા.

એક સમયે પોતાના બંગલાની બહાર બેસી ધુમ્રપાન કરતા કરતા પ્રભાકરે મી૦ મૂરની યુવાન પત્નીને જોઇ. પહેલા તો તેને લાગ્યું કે એ વૃદ્ધ મુરસાહેબની પુત્રી હોવી જોઇએ. કુમારીકા સાથે પ્રેમ કરવો એ અવિનય નથી એમ લાગવાથી પ્રભાકર એના મન પર સંયમ રાખી શકયો નહિ. મધુપુરમાં રહી યુવાન અંગ્રેજ રમણીના ચરણમાં પોતાનું પ્રેમપૂર્ણ હૃદય અર્પણ કરી પ્રભાકર ભાવપૂર્ણ ગાયનો સીતાર સાથે ગાયા કરતો હતો. અવસર મળતા એ લાવણ્યમયીનું અનુપમ સ્વરૂપ-દર્શન કરી આનંદ માનતો.

જે અગ્નિમાં બાળવાથી શક્તિ છે તેમાંથી શાન્તી મેળવવાની ઇચ્છા રાખવી અને હળાહળ ઝહેરમાંથી સંજીવનની આશા રાખવી તે અગ્નિથી ભસ્મીભૂત થવું અને જાણ્યા છતા ઝહેરથી મૃત્યુને આ-મંત્રણ કરવું એ ગાંડપણ નહિ તો બીજું શું? જે ચીજ મેળ-વવાની આશાજ નથી તે ચીજમાં આસક્ત થવું એ મૂર્ખતા નહિ તો શું? મી. મૂરની યુવાન પત્નિ તરફ પ્રેમ બતાવવા માટે પ્રભાકરને મૂર્ખ એ વિશેષણજ યોગ્ય લાગશે. તોપણ પ્રભાકરનો પોતાના અંતઃકરણને એ જવાબ હતો કે "જેના તરફ હું પ્રેમ બતાવું છું તે પોતાની ભૂરી આંખોથી મીનીટો સુધી મને જોયા કરે છે, મને બંગલાની બહાર બેઠેલો જોતાજ વાંચવાનું ડોળ કરી

હાથમાં પુસ્તક લઇ બારીઆગળ ઉભી રહેછે અને વાંચતા વાંચતા મારી તરફ હૃદયભેદક તીરછી કટાક્ષો ફેંકે છે, અને જ્યારે હું સીતાર સાથે ગાઉંછું ત્યારે પોતાના કોમળ હાથો વતી ખુરસી ઉપર તાલ આપે છે, આવું હોવા છતાં તેના પ્રેમમાં ઉન્મત્ત થવા માટે તમો મને મૂર્ખ કહોછો ?" આવા આવા અનેક વિચારોમાં તે નિર્જન બંગલામાં બેસી પ્રભાકર પોતાની સીતારના તારોના મધુર રણકારમાં પ્રેમના સંદેશા તે હૃદયહારણી શ્વેતાંગ સુંદરી ઉપર મોકલે તો તેમાં આશ્ચર્ય પણ શું ?

(૩)

પ્રભાકરને મધુપુરમાં આવ્યે દોઢ મહીનો થયો છે. આજે મૂરસાહેબના બંગલામાં કંઇ જબરી ધમાલ દેખાય છે. પોલીસનો ફેરોગો પોતાની નોટબુકમાં કોણ જાણે શાની નોંધ કરી રહ્યો છે. પોલીસને જોઇ બંગલાની આજુબાજુ અનેક માણસો એકઠાં થઇ ગયા હતા. પ્રભાકર પણ પોતાના બંગલામાંથી આ સર્વ ઘટના જોઇ રહ્યો હતો. તેને લાગ્યું કે મી. મૂર સાથે ઓળખાણ કરવાને આ સારો પ્રસંગ હતો. પણ કોઇના બોલાવ્યા શિવાય કોઇ કાર્યમાં માથુ મારવું એ પાશ્ચાત્ય નીતિ વિરૂધ છે એમ તેને લાગ્યું. તેથી તેણે જવાના સંકલ્પનો ત્યાગ કર્યો પણ આ શું બનાવ બન્યો છે તે જાણવાની તેની ઉત્કંઠા ઘટી નહિ. તેણે પોતાના નોકરને બોલાવી શું ખટપટ ચાલતી હતી તે પૂછ્યું. નોકરે કહ્યું "સાહેબના કેટલાક કીમતી ઝવેરાત અને રોકડા રૂપિઆની ચોરી થઇ છે અને દરોગા સાહેબને ખબર આપવાથી તેઓ તપાસ કરવા આવ્યા છે."

કહેવાની જરૂર નથી કે પોતાના પ્રેમપાત્ર ઉપર આવી પડેલા આ પ્રસંગથી પ્રભાકરના અંતઃકરણને પણ દુખ થયું અને તે મી. મૂરના બંગલા તરફ એકાગ્ર દ્રષ્ટીથી જોઇ રહ્યો. જ્યારે તેણે મીસીસ મૂરનો રક્તહીન ફીક્કો ચહેરો જોયો ત્યારે તેના હૃદયમાંથી એક નિઃશ્વાસ નીકળ્યો. જે પ્રેમમાં સહાનુભુતિ નથી તેને પ્રેમ કહેવો પણ વ્યર્થ છે.

(૪)

દિનમણિ સૂર્ય ધીરે ધીરે પશ્ચિમ દિશામાં મૂખ ફેરવી રહ્યા છે. સંધ્યાનો મધુર શાંત વાયુ પુષ્પોમાંથી સુગંધ ચોરી રહ્યો છે. પુષ્પો પણ વાયુની આ ચેષ્ટાથી આનંદીત થઇ પોતાની કોમળ પાંખડીઓ અર્પણ કરી તેનું સ્વાગત કરી રહ્યા છે. માળામાં જતા પહેલા નાનકડા આનંદી પંખીઓએ પોતાના કોમળ સ્વરોથી એકવાર આકાશ ગજાવી મૂક્યું. તેના પ્રત્યુત્તરમાં મધુર સ્વરવાળી કાળી કોયલે પોતાના કંઠમાં છુપાવેલી સુધાને વાયુની લહેરમાં વહેવડાવી દીધી.

મીસીસ મૂર આવા આનંદમય સમયે આશરે ત્રીસેક વર્ષના એક યુવાન સાથે મધુપુરના જનશુન્ય એકાંત રસ્તા પર વાત કરતી હતી. યુવાનનું શરીર હષ્ટપુષ્ટ અને મજબુત હતું. તેનું મુખમંડળ યૌવનની કાન્તિથી ચમકતું હતું. તેનું નામ ફ્લોરેન્સ હતું. તે મીસીસ મૂરના કાકાનો છોકરો હતો. મીસીસ મૂર અને તેને પ્રેમ હોવા છતાં લક્ષ્મીના અભાવથી તે કલોરા (મીસીસ મૂર) ને પરણી શકયો નહોતો. ધનવાન પતિ પામ્યા છતા કલોરાનો પ્રેમ ફ્લોરેન્સ તરફથી ઘટયો નહોતો. લાગ મળતા બન્ને એકાંતમાં પ્રસંગોપાત મળતા પણ મી. મૂર આમાનું કંઇ જાણી શકતો નહિ.

ફલોરા બોલી "ફ્લોરેન્સ હવે મારાથી વધુ કંઇ બને તેમ નથી. આ વખતે તો બુઢ્ઢાને મારા તરફપણ વ્હેમ આવ્યો હતો અહીં રહેવું કેટલું દુઃખદાયક છે તે મારૂ મન સમજે છે. કોણ જાણે મૂઓ ક્યારે મરશે ?"

તે બોલ્યો "આટલી વાર જો તેં દયા ન કરી તો આગળની માફક મારે અપમાનિત થવું પડશે. તે દિવસે તેં જે આપ્યું હતું તે સર્વ ખલાસ થઇ ગયું ઓછામાં ઓછા સો રૂપિઆ મળ્યા વગર ઇજ્જત બચી શકશે નહિ."

ફલોરાએ કહ્યું "છટ ફ્લોરેન્સ, તમે જુગાર રમવાનું બંધ કેમ કરતા નથી ? આ વખતે તે કંજુસ બુઢ્ઢો આકાશપાતાળ એક કરી મૂકશે."

બહુ વાદવિવાદ થયા પછી એ નિશ્ચય થયો કે આટલી વખત સો રૂપિઆ આપી ફલોરાએ ફ્લોરેન્સનું માનરક્ષણ કરવું પણ હવે પછી તેણી કંઇ પણ આપશે નહિ.

આ ઘટના બન્યા પછી ત્રણ ચાર દિવસ પછી પ્રભાકરબાબુ પોતાના બંગલાની પાછળ બેઠા બેઠા પ્રાતઃકાળના ઠંડા સમીરનું સેવન કરી રહ્યા હતા. મૂરસાહેબ પોતાની એક ખાણ તપાસવા બહારગામ ગયા હતા. આ સમયે ફ્લોરેન્સ (મૂરની પત્નિ) પોતાના કુતરાઓને સાથે લઇ એકલી હવા ખાવા નીકળી હતી. પ્રભાકરના બંગલા પાસે આવતાજ એક નાના કુતરાએ ભસવા માંડયું. મેમ-સાહેબે વિરકત થઇ તેને ચુપ રાખ્યું. આ વખતે ફ્લોરા અને પ્ર-ભાકર વચ્ચે ૫-૬ ગજનું અન્તર હતું. પ્રભાકરે જોયું કે રમણી સાથે ઓળખાણ પાડવાને આ પ્રસંગ ઠીક છે. તેણે બહુજ નમ્રતાથી

કહ્યું "Thank you madam" યુવતી હસી પડી. પ્રભાકરના બાગમાં આવી ત્યાંના મધુર ગુલાબોની પ્રશંસા કરી. પોતાને ભાગ્યશાળી માનતા યુવાને કેટલાક ગુલાબો ચુંટી મડમસાહેબને અર્પણ કર્યાં. રમણીએ તેને ધન્યવાદ આપ્યો અને કેટલીક વાતો કર્યાં પછી કહ્યું "મારા સ્વામીનો સ્વભાવ બહુ વ્હેમી છે નહિતો હું જરૂર આપને નિમંત્રણ આપી આપના ઉપકારનો બદલો વાળતે."

પ્રભાકરને તો આ શબ્દોથી જાણે સ્વર્ગ મળી ગયું. ફરી મળવાની આશા આપી પ્રભાકરની હૃદયરમણી વિદાય થઇ ગઇ.

આશરે સાત આઠ દિવસ પછી તેણે ફરી દર્શન આપ્યું અને આજના પોતાની સાથે જમવા આમંત્રણ આપ્યું. પ્રભાકરે તેનો સહર્ષ સ્વીકાર કર્યો. તેને લાગ્યું કે આજે વૃદ્ધ ઘેર હશે નહિ તેથી તક સાધી કશોરાએ શિષ્ટાચાર બતાવવા અને મિત્રતા દ્રઢ કરવા આ અનુગ્રહ કર્યો છે.

(૫)

નિમંત્રણ મુજબ પ્રભાકર રાત્રીનું ભોજન લેવા મી. મૂરને બંગલે ગયો. આડી અવળી વાતો કરતા રાત્રીના દશ વાગ્યા. પ્રભાકરે આજના જેવું સુખ જીંદગી અનુભવ્યું ન હોતું કશોરા અનેક તરેહની વાતો કરી તેને પ્રસન્ન કરી રહી હતી. રાત્રે સુતી વખતે પહેરવાના સાદા પોશાકમાં કશોરાનું સ્વરૂપ સોધણું સુંદર દેખાતું હતું

કશોરાએ હસતા હસતા કહ્યું "બાબુ આપ તો જાગીરદાર છો. આ વૃદ્ધના હાથમાંથી છોડાવી મને આપની સાથે લઇ જાવ."

પ્રભાકરે ચિન્તામિશ્રીત સ્વરે જવાબ દીધો "એમ કેમ બની શકે!"

કશોરા જવાબ આપવા જતી હતી એટલામાં રસ્તાપર ઘોડાનો અવાજ સંભળાયો. ભયથી ધ્રુજતા ધ્રુજતા કશોરા બોલી ઉઠી "બાબુ સત્યાનાશ વળી ગયું. લાગે છે કે સાહેબ આવી પહોચ્યા." પ્રભાકર ચમકી ઉઠયો.

કશોરાએ કહ્યું "ડરશો નહિ. મારી પાછળ ચાલ્યા આવો"

વિસ્મિત પ્રભાકર ગાઢ અંધકારમાં કશોરાની પાછળ ચાલવા લાગ્યો. થોડે દૂર ગયા પછી કશોરાએ ચાવીથી તાળુ ખોલી પ્રભાકરને એક ઓરડામાં દાખલ કર્યો અને ચાવીનો ઝુમખો તેના હાથમાં આપી કહ્યું "બાબુ આ ઓરડામાં બેસી રહો. જ્યારે સર્વ સુઇ જાય ત્યારે ચાવી મારી ચાલ્યા જજો. આ ઓરડામાં મારા સ્વામીની સર્વ સંપત્તિ છે."

સ્તબ્ધ પ્રભાકરે ચાવીનો ઝુમખો લીધો.

યુવતીએ કહ્યું "બાબુ એક બીજી વાત સાંભળો. મારા પ્રેમના ચિન્હસ્વરૂપ આ વીંટી લ્યો." પ્રભાકર કશોરાને હૃદય સાથે ચાંપી તેને ચુંબન કરવા લાગ્યો. યુવતી ચાલી ગઇ. હવે પ્રભાકર સર્વ સુઇ જાય તેની રાહ જોવા લાગ્યો.

(૬)

વૃદ્ધ મૂર સાહેબની ધનતૃષ્ણા એટલી ભારે હતી કે માત્ર ધન એકઠું કરવાથીજ તેને સંતોષ થતો નહિ. પણ બહારથી ઘરમાં આવ્યા પછી તે સર્વ વ્યવસ્થીત છે કે નહિ તે તપાસી જોતો અહા! ધન પેદા કરવા કરતા તે સાચવવામાં કેટલું કષ્ટ! જે સ્થળે તેની કીંમતી વસ્તુઓ રાખવામાં આવતી હતી તે સ્થળે બહારથી આવ્યા પછી તરતજ જતો, આજે

પણ એ નિયમ મુજબ તે પોતાનો ધનભંડાર તપાસવા આવ્યો. બારણા પાસે આવતા તેને લાગ્યુ કે હું સ્વપ્ન તો નથી જોઇ રહ્યો? ખીસામાં હાથ ઘાલી જોયું તો ચાવીનો ઝુમખો નહોતો. દરવાજા પર નજર કરતા તે પણ ખુલ્લો હતો. આ કામ કોણે કર્યું તેનો તે નિશ્ચય કરી શકયો નહિ. બૂઢ્ઢાએ તરતજ દીવો સળગાવ્યો અને અને ઓરડામાં જઇ જોયું તો આખી જીંદગીમાં પેદા કરેલ, પ્રાણથી અધિક પ્રિય સંપત્તીની પાસે એક કાળો માણસ ઉભો હતો. 'વૃદ્ધ જોરથી ચીસ પાડી ઉઠયો.

મી. મૂરની સાથે તેનો એક મિત્ર પણ આવ્યો હતો તે બહારના ભાગમાં ચીસ સાંભળતાજ નોકરો સાથે દોડી આવ્યો. કહેવાની જરૂર નથી કે ભય, લજ્જા અને વિસ્મયથી પ્રભાકર આશ્ચર્યચકિત થઈ ગયો હતો. જ્યારે તે થોડો સ્વસ્થ થયો ત્યારે તેણે વિચાર કર્યો કે હવે કોઇ પણ રીતે નાસી છૂટવું જોઇએ. વૃદ્ધના મોંમાથી ચીસ નીકળતાજ તેણે નાસવાનો પ્રયત્ન કર્યો પણ વૃદ્ધના મિત્રે આવી તેને તરત પકડી લીધો.

આ વખતે વૃદ્ધ મૂર સાહેબના બંગલામાં ધમાલ મચી રહી હતી. આ વખતે ફલોરા ઉંઘમાથી ઉઠી હોય તેમ આંખો ચોળતી ચોળતી ત્યાં આવી અને કહ્યું "પ્રિયતમ તમે કયારે આવ્યા? આ શું ગડબડ છે?"

મી૰ મૂરે કહ્યું "વ્હાલી, જો હું આ સમયે ન આવ્યો હોત તો સત્યાનાશ વળી જતે. આ વખતે તો ભગવાનેજ બચાવ્યો નહિ તો મારા સર્વસ્વનો નાશ થઇ જતે. ત્રીજોરીવાળા ઓરડામાં ચોર પેઠો હતો."

પ્રભાકર આ વખતે ફ્લૉરા તરફ જોઇ રહ્યો હતો. તેને ખાત્રી હતી કે તેણી તેનો અવશ્ય બચાવ કરશેજ. ફ્લૉરાએ એક નિશ્વાસ મૂકયો. મી૦ મૂરના મિત્રે પૂછ્યું “ જુઓ જુઓ એના હાથમાં આ કીમતી વીંટી કોની છે ! ”

મી૦ મૂરે કહ્યું “અરે ભગવાન ! એ તો મારી હીરાની કીમતી વીંટી છે. એ તો મારી ટ્રંકમાં મૂકી હતી. મને લાગે છે કે એણે આ પ્રમાણે કેટલીએ વસ્તુઓ ચોરી હશે. ”

ત્યારપછી મૂરના મિત્રે પ્રભાકરની જડતી લીધી તો તેની પાસેથી ફલૉરાએ આપેલી ચાવીનો ઝુમખો નીકળ્યો. સર્વ આશ્ચર્યથી સ્તબ્ધ થઇ ગયા. એક નોકરે કહ્યું “ હજુર આ પ્રમાણે આપણા બંગલામાં કેટલોએ વખતથી ચોરી કરતો હશે.”

આ વખતે વૃદ્ધને યાદ આવ્યું કે કેટલોક સમય થયાં તેને ત્યાં નાની નાની ચોરી થયા કરતી હતી. આ વખતે તે સમજી શકયો કે તે ચોર કોણ હતો. આ કાળો આદમી પડોસમાં રહી એ ચોરીઓ કરતો હતો એમ તેની ખાત્રી થઇ. ભગવાનની અપાર કરૂણાથીજ તે આજે પકડાયો હતો. ફલોરા બોલી “ વ્હાલા મને આ સમયે કહેવું ઠીક લાગતું નથી તોપણ કહું છું કે તમે મારી તરફ કેટલું નિચ વર્તન રાખતા હતા. આ દુષ્ટ તમારૂં ધન ચોરતો હતો અને તમે મ્હારી—તમારી વ્હાલી સ્ત્રી તરફ શક રાખતા હતા. ”

મી. મૂર ચંપાની કળી જેવા મનોહર ગાલપર ચુંબન કરી બોલ્યો “વ્હાલી ફલોરા, મને ક્ષમા કર.” હતભાગ્ય પ્રભાકર ! તે આ જોઇ કંપી ઉઠયો. અને મનમાંજ બોલ્યો “ પિશાચીણી આટલા માટેજ તારો પ્યાર હતો કે ? એના મનોહર સ્વરૂપ ઉપરથી કોણ

જાણી શકે કે એનું અંતઃકરણ આવું દુષ્ટ હશે. આવા હૃદયહારક સૌંદર્યમાં આ ક્રૂરતા! ભગવાન! આ સમયે ધરતી માર્ગ આપે તો તેમાં સમાઇ જઇ માનરક્ષા કરૂં. અંગ્રેજ મહિલામાં મોહ રાખવામાં મેંજ ભૂલ કરી છે." સર્વ વિસ્મીત થઇ ઉભા હતા. નાઝરખા નામનો નોકર જે પ્રભાકરની ખીજમતમાં સાંજથી હતો તે તો કલોરાનું આ કૃત્ય જોઇ ધ્રુજી ઉઠયો. કોઈ કોઇ વખતે તે પ્રભાકર તરફ દુઃખભરી દ્રષ્ટીથી જોતો ઉભો રહ્યો. વાંચક! રમણીહૃદયની ભયંકરતા જોઇ?

(૭)

કેદખાનાની નાનકડી બારીમાંથી ચંદ્રપ્રકાશનું એક ચળકતું કીરણ પ્રભાકરની દીન, મલિન પથારી પર પડી રહ્યું હતુ. કેદખાનાની બહાર થોડે દૂર ગામમાં એક કૂતરો ભસતો હતો. તેનો અવાજ રાત્રીના શાંત વાતાવરણને ભેદી હતભાગ્ય કેદીના સ્મૃતીપટપર ગામડાના શાંત અને મધુર જીવનનું ચિત્ર દોરી રહ્યો હતો. એક ચિન્તાની પાછળ બીજી ચિંતા, એક ભાવની પાછળ બીજો ભાવ પ્રભાકરના હૃદયના ટુકડા કરી રહ્યા હતા. સીનેમાની ફીલમ માફક તેના ગત જીવનના ચિત્રો એક પછી એક નજરે પડયા અને અલોપ થઇ ગયા. તેના નેત્રોમાં બે ચાર અશ્રુબિંદુ ચમકી રહ્યા.

પ્રભાકર વિચાર કરતો હતો કે હું આજ શું દશામાં આવી પડયો છું. યુવતીની મોહજાળમા–સ્વરૂપ સૌંદર્યમાં લીન થઇ કેવું કષ્ટ ભોગવી રહયો છું. સારા કુટુંબમા ઉત્પન્ન થઇ માત્ર ક્ષણીક મોહમાં પડવાથી. ખોટા આરોપથી ખરી શિક્ષા ભોગવી રહયો છું. ધારતે તો બચી શકતે. મેજીસ્ટ્રેટ સાહેબ પાસે ખરી વીગત કહી

દેતે અને કાકાને ખબર કરી હોત તો દુર્દશા થતે નહિ. પણ આ શરમ ભરેલી વાત પ્રગટ કરી શકું ? અને તેમ કરતા પુરાવાની ગેરહાજરીમાં કદી શીક્ષા થઇ હોત તો કેદખાનામાંથી બહાર નીકળી કેવી રીતે લોકોને કાળુ મોઢું બતાવતે. ચુપ રહેવા શિવાય મારો કોઇ ઉપાયજ હતો નહિ.

એટલું તો ખરૂ હતુ કે તેના મૌનપણાને અને તેજસ્વી મૂખ જોઇને ખુદ મેજીસ્ટ્રેટને પણ એમ લાગ્યુ હતુ કે આ માણુસ જરૂર કોઇ ખાનદાન કુટુંબને। છે અને તેના હાથથી આવો અપરાધ થાય એ બનવા જોગ હતું નહિ. ઘણા સવાલો પૂછવા છતા જ્યારે પ્રભાકરે પોતાને। પરિચય આપવાને ના કહી ત્યારે તેને નીરૂપાયે શીક્ષા કરવાની ફરજ પડી.

આ વખતે જેલખાનામાં પ્રભાકર તે દુષ્ટ અંગ્રેજ મહીલાના કપટપૂર્ણ હાવભાવના વિચારોથી દુઃખી થતો નહોતો પણ એક પ્રકારની ગંભીર આત્મગ્લાની તેને સેંકડો કેદખાનાનું દુઃખ આપી રહી હતી. સારા કુળમાં ઉત્પન્ન થઇ, ઉંચુ શિક્ષણ પામેલા યુવાને જાણી જોઇને વ્યભિચારના માર્ગમાં પ્રવેશ કરવો એ કેટલું શરમ ભરેલું પાપાચરણ છે ? પ્રભાકરને કોઇ કોઇ વખત એમ પણ લાગતું કે શું મને વિનાકારણ શિક્ષા થઇ છે ? ચોરીના અપરાધથી તો હું નિર્દોષજ છું પણ વ્યભિચારને। અપરાધ શું મેં નહોતો કર્યો ? કળીયુગમાં ન્યાય અને ધર્મ નથી એમ કહેનારા શું મૂર્ખ નથી ? કર અને જો એ કહેવત મુજબ મારા પાપનુ પાયશ્ચિત અહીંજ મળી ગયું. કદી સ્થીર ચિત્તે વિચાર કર્યો હોતે કે આ કાર્ય કરૂં છું તેનું પરીણામ શું આવશે તો આ કાર્ય કરતજ નહિ. કલ્પના

પ્રદેશમાં અનેક, બાગ, બગીચા, મહેલ અને ઉપવનોમાં વિચર્યો હોઇશ પણ આ નર્કસ્થાનમાં—જગત જેને જેલખાનું કહીને પીકારે છે તે સ્થાનનો કદી વિચાર કર્યો નહોતો. આજ તે પ્રત્યક્ષ અનુભવ લેવાનો વખત આવ્યો. ઇચ્છાપૂર્વક નહિ પણ બળાત્કારે આ કેદખાનામાં રહેવું પડે છે. ત્રણ માસ પુરા થયે છુટીશ પણ ત્રણ માસ ક્યારે પૂરા થશે ?

(૮)

પાણીના રેલાની માફક વહી જતો સમય કોઇની રાહ જોતો નથી. પ્રભાકરને કેદખાનામાંથી છુટવાને હવે થોડાજ દિવસ રહ્યા છે. માત્ર સાતજ દિવસ પછી તેને તેની ગુમાવેલી સ્વતંત્રતા પાછી મળનાર છે. તેણે નિશ્ચય કર્યો હતો કે જેલમાંથી છુટી ઘેર જવું નથી. તેને ખાત્રી હતી કે ઘરના માણસોમાંથી કોઇ આ વાત જાણતું નથી. હવે માત્ર ભવિષ્યજીવન કેવી રીતે ગાળવું એટલીજ ચીંતા પ્રભાકરને હતી.

પ્રભાકર જેલમાના કેદીઓ સાથે ભેળાતો નહિ કારણ તેઓમાના ઘણાખરા દુષ્ટ સ્વભાવના હતા તોપણ પોતાના જેવા કોઇ નિરપરાધીઓ પણ જેલમાં આવતાજ હશે એમ માની દરેકને તેઓ શા ગુન્હા માટે કેદમાં આવ્યા છે તે પૂછતો. સર્વ કેદીઓમાં કર્મચંદ નામના કેદી સાથે તેને વધારે પરીચય પડયો હતો. અને માત્ર તેની સાથેજ તે દીલ ખોલીને છુટથી વાત કરતો. પ્રભાકર જે વખતે ભવિષ્યજીવનનો વિચાર કરતો હતો તે વખતે કર્મચંદે આવી રામરામ કર્યા. તેણે કહ્યું "બાબુ તમેતો હવે થોડા સમયમાં ચાલ્યા જવાના પણ મારે તો હજી પાંચ વર્ષ સુધી આ બંગલાની હવા

ફરજીઆત ખાવાની છે." પ્રભાકરને દુઃખમાં પણ આ શબ્દોથી હસવું આવ્યું. કર્મચંદ જેવા લુટારા સાથે પણ વાતચીતમાં તેને નવા પ્રકારનો રસ આવ્યો.

કર્મચંદે કહ્યું "બાબુ મારૂ એક કહેવું માનશો? એક જગ્યાએ મેં દશ હજાર રૂપીઆ રાખ્યા છે. આપની મરજી હોય તો જેલમાંથી છુટી એ રૂપીઆ આપના સ્વાધીનમાં લેજો. શરત એટલી કે હું જ્યારે જેલમાંથી છુટું તે વખતે મને આપની સંપત્તીમાંથી અર્ધો ભાગ આપજો. એટલા રૂપિઆથી આપ ઘણીજ સારી રીતે વહેપાર કરી શકશો."

આટલો સમય જેલમાં રહી પ્રભાકરે કંઇ કંઇ આશ્ચર્યકારક બનાવો જોયા અને સાંભળ્યા હતા પણ આ વાતથી તે બહુજ આશ્ચર્યચકિત થઇ ગયો. આ વાત સાંભળતા તેનું હૃદય જોરથી ધડકવા લાગ્યું. ભય, વિસ્મય અને લોભ તેના યુવાન હૃદયમાં યુદ્ધ કરી તેને હચમચાવી મૂકવા લાગ્યા. તે વિચારવા લાગ્યો—"છટ્ છટ્ ભવિષ્યના કીલ્લાની ભીતો શું ચોરીના ધનથી બાંધવી? પણ નહિ એમાં શું? એ ચોરી મેં જાતે તો નથી કરી. હું તો માત્ર કર્જે નાણાં લઉં છું. તો પછી હૃદયમાં આ ધમધમાટ શો? આ ભય શો? હૃદયની એવી નીર્બળતાનો હવે હું જરૂર ત્યાગ કરીશ. એક વખત એવીજ નાબળતાથી અહીં આવવું પડ્યું છે. તોપણ માલમ પડી આવ્યું કે મેં ચોરીનો માલ રાખ્યો છે તો પાછું આજ કેદખાનું—ઓ ભગવાન!"

પ્રભાકરે કર્મચંદને કહ્યું "ભાઇ મને તમારા રૂપિઆ નહિ જોઇએ" કર્મચંદ પ્રભાકરના મૂખ સામુ જોઇ રહયો. તે સમજી

ગયો કે પ્રભાકર શા કારણથી રૂપિઆ લેવા ના કહે છે. તે સારી રીતે જાણતો હતો કે લોભ જીતવો બહુ મુશ્કેલ છે. તેણે કહ્યું "ધારો કે તમે કોઇ શાહુકાર પાસે વ્યાજે રૂપિઆ લો તે વખતે તમે કેમ જાણી શકો કે એ રૂપિઆ પાપાર્જીત નથી? અથવા આ વખતે તમે એમ પણ શા માટે ધારો છો કે કર્મચંદનું આ ગુપ્ત ધન ચોરીનોજ માલ છે? કદાચ આ વખતે હું અહીં બેઠા બેઠા એ બાબતની ખાત્રી આપી શકતો નથી કે એ રૂપિઆ મેં પ્રમાણીકપણે મેળવ્યા છે પણ જે વખતે છુટીશ તે વખતે તમારી ખાત્રી કરી આપીશ કે બદમાશો અને લુટારાઓની જીંદગીમાં કોઇ કોઇ વખત પ્રમાણીકપણે કામ કરી શકાય છે. તે છતા તમને ડર હોય તો તેનું પ્રાયશ્ચિત દાન અને ધર્મ કરીને કરજો. દશ હજારના વહેપારથી કદી લક્ષાધિપતિ થઇ જાઓ તો વીસ, પચીસ હજારનું દાન ધર્મ કરી જીંદગીનું પાપાચરણ ધોઇ નાખવાનો યત્ન કરજો."

જગત્માં હંમેશ જેમ થતુ આવ્યુ છે તેમજ આ વખતે પણ થયું. લોભનોજ જય થયો. નિર્બળ મનનો પ્રભાકર લક્ષ્મીની મોહિની શક્તી આગળ પરાજય પામ્યો. પ્રભાકરે વિચાર્યું કે "જેલમાંથી છુટી ઘેર તો જવું નથી તો પછી બહાર નીકળ્યા પછી વ્યાપાર ધંધા માટે ધનની તો અવસ્ય જરૂર પડવાનીજ. તો પછી અચાનક હાથમાં આવેલો આ લાગ શા માટે જવા દેવો? તેમજ વ્યાપારમાં યશ મળતાં કર્મચંદના કહેવા મુજબ દાન-ધર્મ કરી આખા જીવનનું પાપાચરણ ધોવાશે તો તેવો યત્ન શા માટે ન કરવો?" છેવટે તેણે કર્મચંદને રૂપિઆ લેવાની હા કહી

એટલે કર્મચંદ એ રૂપિઆ પોતે ક્યાં આગળ દાટયા હતા તે કહ્યું.

(૯)

કર્મચંદના દસ હજાર રૂપિઆ લેવા પ્રભાકરને પહેલા તો ઠીક લાગ્યું નહિ પણ જ્યારે તેણે જોયું કે લક્ષ્મીદેવી જાણી જોઇને તેની પાસે આવે છે ત્યારે તેનો તિરસ્કાર કરવો તેને ઠીક લાગ્યો નહિ. તેણે જોયું કે પ્રારબ્ધ યોગે લક્ષ્મીની કૃપા તેની ઉપર અવિશ્રાન્ત ભાવથી વરસી રહી છે ત્યારે તેની ખાત્રી થઇ કે હવેના જીવનમાં જરૂર ભાગ્યોદય થશેજ. છુટયા પછી કર્મચંદે કહેલી જગા ઉપર જઇ તેણે તે દસહજાર રૂપિઆ પોતાના કબજામાં લીધા. ત્યારપછી ઉત્તર અને પશ્ચિમના કેટલાક શહેરોમાં ફરી લાહોર આવી તેણે વહેપાર શરૂ કર્યો અને પ્રથમ વર્ષમાંજ ભાગ્યદેવીની સંપૂર્ણ કૃપાથી ખર્ચ બાદ કરતાં ત્રણ હજાર રૂપિઆનો ચોખ્ખો નફો રહયો પણ હવે ફરી ઘરની ચીંતા તેના મનમાં ઉત્પન્ન થવાથી તેનું ચિત્ત વ્યાપાર ઉપરથી ઉઠી ગયું. તે ફરીથી ઘેર આવ્યો. તેની શોકાતુર માતાને ફરી મળવાથી આ પાપપરિપુર્ણ પૃથ્વીમાં પણ તેને સ્વર્ગદર્શન થયું. તેના ઘેર આવવાના સમાચાર સાંભળી નગરવાસીઓના ટોળેટોળા તેને મળવા આવ્યા અને અનેક પ્રશ્નો પુછવા લાગ્યા તેના જુના શત્રુઓ પણ તેની અવસ્થામાં થયલુ પરિવર્તન જોઇ તેની ખુશામત કરવા લાગ્યા. માત્ર એકજ અઠવાડીઆ પછી પ્રભાકર તેની માતાને લઇ લાહોર ચાલ્યો ગયો અને હાલ વીશ વર્ષ થયાં લાહોરમાંજ રહી વ્યપાર કરે છે.

પોતે જેલમાંથી છુટયા પછી પ્રભાકરે પાંચ વર્ષ પુરા થયા

એટલે કર્મચંદની તપાસ કરી હતી પણ તે બિચારો જેલમાંજ મૃત્યુ પામ્યો હતો. પ્રભાકરે શુદ્ધ બુદ્ધિથી તેની મીલકતનો અર્ધો ભાગ તેની પાછળ દાન પુન્યમાં ખર્ચી તેના ઋણમાંથી મૂક્ત થયો.

(૧૦)

પ્રભાકર જે વખતે લાહોરમાં આવી રહ્યો તે સમયે ત્યાં કોઇ પણ બંગાળી રહેતો નહોતો. સર્વ વ્યાપાર ધંધો કરી પોતાની તૃષ્ણા તૃપ્ત થાય એટલી લક્ષ્મી એકઠી કરી સ્વદેશમાં ચાલ્યા ગયા હતા. જો પ્રભાકરનું ગત જીવન જાણવાવાળો કોઇ બંગાળી હોત તો લાહોરવાસીઓને તેના સંબંધી ભીન્ન ભીન્ન અનુમાનો કરવા પડત નહિ. લાહોરમાં પ્રભાકરના સમાગમમાં આવનાર વેપારીઓ પણ તેના રહસ્યથી અજ્ઞાત હતા. ઘણાકની એવી ઇચ્છા હતી કે બની શકે તો તેનું આગલુ જીવન જાણવું, પણ પ્રભાકર તેવા સવાલોના એવા જવાબો આપતો કે કોઇ સંપૂર્ણ સંતોષ પામતુ નહિ અને વધુ પ્રશ્નો પણ પુછી શકતું નહિ.

એક દિવસ પ્રસન્ન કુમારે કહ્યું "આજે ગમે તે થાય પણ પ્રભાકરનું રહસ્ય જાણવું છે આ કાર્ય મારા એકલાથી સીદ્ધ થઇ શકે તેમ નથી તો તમે સાથે ચાલો."

સતિશચન્દ્રે કહયું "ભાઇ મોટા લોકો પાસે એવા સવાલો કરવા એ એક જાતનો અવિવેક છે. બીજુ જ્યારે પ્રભાકર એવા સવાલો કરતી વખતે દીન મુખમુદ્રા કરી પોતાનાં સાદીન આંખો ફેરવે છે. ત્યારે તેમનું જીવન જાણવાની અતિશય આતુરતા હોવા છતાં હું તો ઠંડોજ થઇ જાઉં છું. મને લાગે છે કે એમના

જીવનમાં કંઇ રહસ્ય તો જરૂર છે પણ તેઓ એ વાત કોઇને જણાવવા માગતા નથી."

પ્રસન્ન કુમારે પોતાની મોટી મુછોને વળ દેતા કહ્યુ "શું તમે મને તદ્દન મૂર્ખ સમજો છો ? આ વાત હું નહિ જાણતો હોઉં કે તેઓ કોઇને પોતાનું ગત જીવન કહેવા ઇચ્છતાં નથી ? પણ મેં એવું બહાનુ શોધી કાઢ્યું છે કે તેઓ જરૂર પોતાની મેળેજ સર્વ હકીકત કહેશે."

સતિશે પૂછ્યું "કહો શું બ્હાનું કાઢ્યું છે ?"

પ્રસન્ન કુમારે કહ્યું "જુઓ હું કહીશ કે કલકત્તાના એક સમાચાર પત્રના તંત્રીએ લાહોરના સૌથી મોટા બંગાળીનું જીવન ચરિત્ર માંગ્યું છે. અને લાહોરના બંગાળીઓમાં આપજ માનમાં, ધનમાં અને સહૃદયતામાં સૌથી ચઢીયાતા છો માટે જો અમને કૃપા કરી આપનું જીવન વૃતાંત કહેશો તો બહુજ ઉપકાર થશે અમે તે લખીને મોકલી આપશું."

સતિશે, પ્રસન્નકુમારની બુદ્ધીની પ્રશંશા કરી અને પોતે વસ્ત્ર પહેરવા લાગ્યો.

(૧૧)

દિવસના સર્વ કામકાજથી પરવારી પ્રભાકર પોતાના દીવાન ખાનામાં બેઠો બેઠો સીતાર વગાડી રહયો છે. બહાર પીંજરામાં બેઠેલું બુલબુલ સીતારના મધુર સ્વરોમાં પોતાના કંઠની મીઠાશ રેડી પ્રભાકરના શુન્ય હૃદયમાં નવિન ભાવનાઓ જગાડી રહ્યું છે. આ વખતે પ્રભાકર ગત અને સાંપ્રત જીવનને ભૂલી સંગીત સુધા સાગરમાં સ્નાન કરી રહયો હતો, પ્રભાકરે બિહાગ સીતારની સાથે ગાવા

માંડયો. હવે પૂછવુજ શું ! સીતારની મધુરતામાં કંઠની મીઠાશ ભળી જાણે કે દુધમાં સાકર. બિહાગના કરૂણ અને હૃદય સ્પર્શી સ્વરોને સાંભળી હૃદય સ્તબ્ધ થઇ જાય છે. ચિત્તની મલિન વૃત્તિઓનો નાશ થતા તે પણ પ્રફુલીત થઇ જાય છે. આ સ્વર્ગીય ગાન સાંભળી તેને મળવા આવેલા પ્રસન્નકુમાર અને સતિશ પણ સ્થીર થઇ ગયા. પ્રભાકરે પણ તેમને જોયા નહોતા. તે તો એક પછી એક તાન અને પલટા મારતો હતો. છેવટે ગાન પુરૂ થયું. પ્રભાકરે ઉંચી નજર કરી તો જણાયુ કે બે ગૃહસ્થો તેને મળવા માટે આવ્યા હતા. તેણે સીતાર બાજુ પર મુકી કહયું "બહુજ આનંદની વાત છે કે આપ બન્ને અત્રે પધાર્યા. ક્ષમા કરજો હો તમે આવ્યા તે મારા ધ્યાનમાં નહોતુ તેથી આપને ખોટી થવું પડયું હશે."

પ્રસન્નકુમારે કહ્યું " અમે તો સાંભળવામાં લીન થયા હતા પણ તમે વગાડવું કેમ બંધ કર્યું ? "

પ્રભાકરે હસીને કહ્યું " વખત કાપવા માટે કોઇ કોઇ વખત વગાડું છું."

ત્યાર પછી આડીઅવળી વાતો થઇ પણ બન્નેમાંથી એક પણ જે નિશ્ચય કરી ઘેરથી નીકળ્યા હતા તે બોલી શકયું નહિ. સતિશે ધીમેથી પ્રસન્નકુમારને કહયું " મુદ્દાની વાત કેમ કાઢતા નથી ?" પ્રસન્નકુમારે બહુજ મુશ્કેલીથી ભાંગા તુંટા શબ્દોમાં આગળ કરેલો વિચાર પ્રભાકરને કહયો.

પ્રભાકરે હસીને કહયું "ધનવાન થવાથી સમાજમાં મોટો આબરૂ વાળો ગણાય એમ હું માનતો નથી. હું તો સાધારણ માણસ છું. મારૂ જીવન ચરિત્ર શું ખપનું !

આ વખતે એક નોકરે આવી કહ્યું કે "કોઇ સાહેબ અને મડમ આપને મળવા આવ્યા છે." કોઇ કોઇ કામ પ્રસંગે પ્રભાકર સાહેબોને તો મળતા હતા પણ આજ વીશ વર્ષથી મડમની સામે તેઓ ફરકીને જોતા ન હતા. તેમણે નોકરને કહ્યું "કામ હોય તો સાહેબ આવીને ભલે મળી જાય મડમને હું મળવા માંગતો નથી."

પ્રસન્નકુમાર અને સતિશે એક બીજાની સામુ જોયું.

નોકરે ફરી આવી કહ્યું "મેમસાહેબ આપને મળ્યા શિવાય જવાની ના કહે છે," પ્રભાકર ગુંચવાડામાં પડયો. પ્રસન્નકુમારે કહ્યું "હરકત શું છે! મળો તો ખરા. શું કહે છે તે તો સાંભળો." જો આ બે જણા હાજર નહિ હોત તો પ્રભાકર મેમને મળવાનું કદી પસંદ કરતે નહિ. પણ આ બન્નેની સામે તેમ કરવું અવિવેક પૂર્ણ લાગ્યું. તેને તેની ઇચ્છા વિરૂધ મેમ સાહેબને મળવા બોલાવવા પડયા. મેમ આવી પહોંચતાંજ પ્રસન્નકુમાર અને સતિશે ઉઠવા માંડયું તે જોઇ પ્રભાકરે કહ્યું "મહાશય આપ બેસો, આ લોકોને હું એકાન્તમાં મળવા ઇચ્છતો નથી."

પ્રસન્નકુમારે સતિશને બેસવા માટે આંખથી સંકેત કર્યો અને પોતે નોકરે લાવેલું સાહેબના નામનું કાર્ડ વાંચવા માંડયું. તેના ઉપર સુંદર ટાઇપમાં "ફ્લોરેન્સ હીલ" એ નામ છાપેલું હતું. ધીમે ધીમે ફ્લોરેન્સ હીલ ઓરડામાં દાખલ થયો. તેણે દાખલ થતાંજ સલામ કરી. તેની પાછળ એક આધેડ ઉમ્મરની સ્ત્રી હતી જેને જોવાથી સ્હેજમાં સમજી શકાતું હતું કે એક વખત જરૂર તે બહુજ સુંદર હોવી જોઇએ. તેને જોતાંજ પ્રભાકરના આશ્ચર્યની

સીમા રહી નહિ. પ્રભાકર મનમાંજ બોલ્યો " આ તેજ પાપીણા છે. તેજ પીશાચી રાક્ષસી છે જેને લીધે હું દુનીયામાંથી ઉખડી ગયો હતો. જેણે મને જીવતાજ નર્કનો અનુભવ કરાવ્યો હતો આજ પણ તે ભયંકર સૌંદર્યનો થોડો ઘણો ભાગ બાકી છે. એક વખત મળવાથી જેલમાં જવું પડયું. આજે બીજી વખત શું થાય છે તે જોઇએ."

ફલોરાએ પ્રભાકરને બીલકુલ ઓળખ્યો નહિ. લાહોરમાં ઘણો વખત રહેવાથી તે તદ્દન બદલાઇ ગયો હતો. તેના માથા ઉપર ચિંતાની રેખાઓ સ્પષ્ટ દેખાતી હતી. તેની માનસીક સ્થીતીમાં પરિવર્તન થવાથી તેની અસર તેના શરીર ઉપર પણ થઇ હતી. તેના ચંચળ નેત્રો ગંભીરતાથી અને દુઃખભાવથી ભરપુર દેખાતા હતા.

ફલોરાએ તેના અસલ મધુર અવાજમાં કહ્યું " બાબુ, ભારી વિપત્તિમાં આવી પડવાથી આજ અમે આપની પાસે આવ્યા છીએ સાંભળ્યું છે કે લાહોરમાં આપ જેવું પરોપકારી અને દુઃખીનાં દુઃખ ટાળનાર બીજુ કોઇ નથી તેથી અમે આપની પાસે ભિક્ષાર્થે આવ્યા છીએ." પોતાના શબ્દોથી પ્રભાકર ઉપર કંઇ અસર થાય છે કે નહિ તે જોવા બન્ને સહજ ચુપ થઇ રહ્યા. પ્રસન્નકુમાર આશ્ચર્યથી પ્રભાકરના સામુ જોઇ રહયો હતો, તેના ચહેરામાં આટલી ચલવિચલતા તેણે કદી જોઇ નહોતી. તેણે ઇશારો કરી સતિશને પ્રભાકરના મૂખ સામુ જોવા સુચવ્યું.

ફલોરા ફરી બોલી " બાબુ, મારા સ્વામી રેલ્વેમાં ગાર્ડ છે. મારા પહેલા સ્વામીના મૃત્યુ પછી મને પુષ્કળ ધન મળ્યું હતું પણ મને કહેતા શરમ આવે છે કે ફલોરેન્સે જુગારમાં તે સર્વ ગુમાવી

દીધું અને ઉડાઉપણાને લીધે તેને એટલું દેવું થયું છે કે હવે તેને કોઈ એક પૈસો પણ ધીરતું નથી. એક માણસના પાંચસો રૂપીઆના દેવાનું હુકમનામું થયું છે અને કાલને કાલ રૂપિઆ ભરાશે નહિ તો એમને જેલમાં જવું પડશે બાણુ, એવું અપમાન સહન કરવા કરતા આપના જેવા સહૃદય મહાનુભાવ પાસે; ભીખ માગવી એ ઉત્તમ છે એમ ધારી અમે અહીં આવ્યા છીએ." ફ્લોરા ચુપ થઇ ગઇ, પ્રસન્નકુમારે જોયું કે પ્રભાકરના ચહેરાપર ચંચળતાને બદલે ગંભીરતા આવી ગઇ છે. વાંચકો સમજી ચુકયા હશે. કે મી૦ મુરના મરણ પછી તેની સર્વ સંપત્તિ હાથમાં આવવા પછી ફ્લોરા પોતાના અસલ પ્રેમી અને તેણીના કાકાના છોકરા મી૦ ફ્લોરેન્સ સાથે ફરીથી પરણી હતી.

પ્રભાકરે પુછયું "તમારા સ્વામીને કેટલું દેવું છે ?"

ફ્લોરાએ કહ્યું "બાણુ તેની શું વાત પૂછોછો ? બધું મળીને તો ત્રણ હજાર રૂપિઆ છે." આ વાતનો જવાબ ન આપતાં પ્રભાકરે એક બુકમાંથી ત્રણ હજાર રૂપિઆનો ચેક ભરી ફાડી આપ્યો. સર્વ વિસ્મીત થઇ ગયા.

ફ્લોરેન્સ બોલ્યો "બાણુ, હું આપની દયાને પાત્ર નથી. હું બહુજ પાપી છું. આ રમણીના પ્યારમાં પડી મેં અનેક પાપો કર્યા છે" ફ્લોરાનો ચહેરો રકતહીન થઇ ગયો.

પ્રભાકરે પુછયું "એમના પહેલા સ્વામીનું નામ મી૦ મૂર હતું ?"

વિસ્મત ફ્લોરાએ કહયું "હા"

"મધુપુરમાં રહેતા હતા ?"

ફ્લોરેન્સે પૂછ્યું "આપે કેવી રીતે જાણ્યું"

પ્રભાકરે કહ્યું " મેમ સાહેબ, મને ઓળખો છો ? તમારૂં પાપ છુપાવવા જુઠો અપવાદ મૂકી જેનો સર્વનાશ કર્યો હતો તેને શું ઓળખી પણ શકતા નથી ? આ લોક અને પરલોકને માનવા વાળો હું કાળી ચામડીવાળો હિંદુ છું. તમારા આશીર્વાદથીજ આ સર્વ સંપત્તી મેળવી શકયો છુ. આજ તેનો એક નાનો ભાગ તમને આપુ છું."

પ્રભાકરની વાત પુરી થતા પહેલા કલોરા બેભાન થઇ પૃથ્વી પર પડી. પ્રભાકર ઉઠીને બીજા ઓરડામાં ચાલ્યો ગયો. ફ્લોરેન્સ કલોરા ઉપર વિરકત થઇ ગયો. તેને લાગ્યું કે આ લપ છોડયા સિવાય સુખી થવાશે નહિ. છેવટે ફ્લોરેન્સ અને સતિશે પુષ્કળ મહેનત કર્યા પછી કલોરાની મૂર્છા દુર થઇ. તેઓ બન્ને ચાલ્યા ગયા પછી સતિશે પૂછ્યું " ભાઇ આમાં શું રહસ્ય હશે?"

પ્રસન્નકુમાર મુછ મરડતા બોલ્યા "મારૂ ધારવું તદન ખોટું તો નહિજ હોય બંગાલી અને મડમ વચ્ચે જરૂર મિશ્ર પ્રેમ હોવો જોઇએ."

વાંચક ! પ્રેમમંદીરનું દ્રસ્ય અને ઉદારતા જોઇ ? એક વખતે સર્વસ્વનો નાશ કરનાર તરફનું વર્તન જોયું ?

---

# જગત પર દ્રષ્ટિ.

જર્મની યુનિવર્સીટીમાં તાડપત્ર ઉપર લખેલી બાઇબલની એક કોપી છે.

બ્રુસેલ્સમાં એક કારીગરે એક નવી જાતની રીવોલ્વર બનાવી છે જે એક સેકંડમાં સાત બાર કરે છે.

સ્વીડનમા દર શનિવારે દારૂના પીઠા બંધ રાખવામા આવે છે કારણ કે તે દિવસે દરેક કારખાનાવાળા પોતાના કામદારોને પગાર આપે છે. સેવીંગ બેંક તે દિવસે રાત્રે બાર વાગ્યા સુધી ખુલ્લી રહે છે. હિંદુસ્તાન આનું અનુકરણ કરશે ?

જર્મનીમાં ટ્રામવેમાં ઉભા રહી મુસાફરી કરનાર પાસેથી અર્ધો ચાર્જ લેવાય છે.

પેરીસમાં "સેક્રેડ હાર્ટ" નામનો ૨૨ ટન વજનનો ઘંટ છે તે વીજળીક બળથી હાલમાં વગાડવામાં આવે છે પહેલાઃ તે વગાડવા પાંચ માણસોની જરૂર પડતી હતી.

લોસ એન્જેલિસ (Sol Anjelis) માં એક બહુજ ઠીંગણો ઘોડો છે. તેની ઉમર સાત વર્ષની છે અને તેનું વજન ૭૦ પોંડ છે ઉંચાઈ ફકત ૨૨॥ ઇંચ છે.

પોર્ટોલીકો બેટમાં લશ્કર અને નૌકા સૈન્ય બીલકુલ નથી તેથી ત્યાં બહુજ થોડા કરો છે.

અમેરીકામા ટાઇપરાયટર તૈયાર કરનાર ૫૦ કારખાના છે અને દર વર્ષ આશરે એક કરોડ રૂપિઆના ટાઇપરાયટર પરદેશ રવાના થાય છે.

તિબેટમાં માન આપવાની રીત બહુ વિચિત્ર છે. કોઇ મોટો ગૃહસ્થ રસ્તામાં મળે તો લોકો બે હાથ ઉંચા કરી જીભ બહાર કાઢે છે.

જાપાનમાં સાર્વજનિક રસ્તાઓ ઉપર ભઠ્ઠીઓ સળગતી હોય છે. સામાન્ય ચાર્જ આપી જાપાનીસ સ્ત્રીઓ પોતાનું જમણ તેની ઉપર તૈયાર કરે છે.




## ગુજરાતના લેખકો.

ગુજરાતમાં પોતાની સાક્ષરમાં ગણત્રી કરાવનાર વિદ્વાનોમાંના ઘણાખરા પરભાષાનાજ પુંજારી છે. કોઇ મરાઠી લેખકોનો દુપટ્ટો ખેંચી લેછે તો કોઇ હીંદીના ધોતર ટોપી પહેરવાનું પસંદ કરે છે અને કોઇક બંગાળીઓના હાફકોટ તફડાવે છે અને એવી રીતે ગુર્જરસાહિત્યને વિચીત્ર વેશથી શણગારે છે. વળી તેવા અનુવાદકોની કીંમત પણ બે ચાર રૂપિએ ફોર્મથીજ અંકાય છે. લેખકો પૈકી કેટલાએકના સમાગમમાં આવતા અમે તેમને એવા ચારીત્ર્યભ્રષ્ટ જોયા છે કે સમાજ ઉપર તેમના વિવેકપૂર્ણ લેખોની છાપ પડી શકેજ નહિ. જે લોકો એમ કહે છે કે ગુર્જરસાહિત્ય બહુજ આગળ પ્રગતી કરે છે તેમને અમે એટલુંજ જણાવીશું કે ગુર્જરભાષાના સાંપ્રત સાહિત્યનો ઘણો ખરો ભાગ પરભાષાનીજ પ્રસાદી હોય છે. બે ચાર રૂપિઆ લઇ એક ફોર્મ લખી આપનાર એથી વધુ શું કરે? થોડા સમય ઉપર અમને પણ એક અનુભવ થયો હતો જે પ્રજા આગળ જણાવતા પણ શરમ લાગે એવો છે. અમદવાદના એક સુપ્રસિદ્ધ અનુવાદકે અમને લખી જણાવ્યું તેમની એક વાર્તા "પુષ્પહારમાં" તેમની રજા વગર પ્રસિદ્ધ થઇ છે માટે કોપી રાઇટનો ભંગ કર્યા બદલ અમારે તેમને તેમની વાર્તાની કીંમત બદલ રૂપિઆ પાંચ મોકલી આપવા. જુઓ ગુજરાતના

નિસ્વાર્થી સાહિત્ય સેવકો ! અને વિદ્વાન લેખકો પોતાની કીંમત પોતાને હાથેજ કેવી સારી આંકે છે તેનો એક તાજોજ દાખલો. આ કીંમત પણ શેની ? બંગાળીમાં મૂળ લખાયલી એક વાર્તા જેનો મરાઠી વગેરે ભાષામાં પણ અનુવાદ થઇ ગયલો અને અનુવાદક મહાશય તેનો ગુજરાતી અનુવાદ પણ એક વખત પ્રસિદ્ધ કરી ચૂકયા તેની. અલબત્ત બીજી ભાષાના ઉત્તમ સાહિત્યને ગુર્જરવાંચકો સમક્ષ મૂકવામાં આવે તે માટે અમને વાંધો નથી પણ આવી રીતે તેના અનુવાદકો પોતેજ જનસેવાનું રહસ્ય સમજી શકતા નથી તો પછી પ્રજામાં તેવી પરોપકારી ભાવનાઓ કેમ જાગ્રત કરી શકે ? એક હાથમાં દારૂની બાટલી રાખી કહેવું કે દારૂ છોડી દો એની અસર કેટલી થાય ? એક હાથમાં ભરેલી પીસ્તોલ રાખી જગતને: " અહિંસા પરમો ધર્મ: " એક સુત્રનો ઉપદેશ કરવો એ કેવું હાસ્યજનક છે. જેના હૃદયમાં રહેજ પણ ઉદારતા નથી તે સમાજનું શું ભલું કરે ? ભગવાન એવાથી ગુજરાતને બચાવે. " પ્રયોજક."

---

# નિઃસ્વાર્થી ઉપકાર કર્તા.

(લખનાર—ધીરજ. બરવાળા)

શ્રાવણ મહિનો હતો. રેવતી રાણી વસ્ત્રાભૂષણ સજી સાસુજી પાસે જઇ બોલી.

"સાસુબાઇ, આજ હું મેળો જોવા માટે જાઉં છું"

રેવતી ચિંતામણ પંડિતની સ્ત્રી હતી. પંડિતજીએ સરસ્વતીની સેવામાં વિશેષ ફાયદો નહિ જોયાથી લક્ષ્મીની આરાધના શરૂ કરી હતી. તે વ્યાજવટાવનો ધંધો કરતો હતો, પરંતુ બીજા વ્યાપારીઓ જેવો તે ધંધામાં જુલમ કરતો નહિ

રેવતીની સાસુ એક બાળકને લઇ મેડી ઉપર બેઠી હતી. પુત્રવધુનું ભાષણ સાંભળી તે બોલી "જો મોડું થશે તો બાળક રડશે" એટલે રેવતીએ જવાબ આપ્યો કે 'નહિ. સાસુજી! હું મોડુ નહિ કરૂં. એકદમ આવીશ."

રેવતીને બે બાળક હતાં. એક છોકરો અને એક છોકરી. છોકરીજ અત્યારે વૃદ્ધમાતાના ખોળામાં બેઠી હતી છોકરો સાત વર્ષનો હતો. રેવતીએ તેને ઉત્તમ ઉત્તમ આભૂષણો પહેરાવ્યાં. કોઇની નજર લાગે નહિ માટે કાન ઉપર કાળી રેખા કરી। હાથમાં એક સોટી આપી. અને પોતાની સાથે મેળો જોવા માટે લઇ ચાલી.

કારતસાગરના કાંઠા ઉપર સ્ત્રીઓનો મોટો સમુદાય એકઠો થયો હતો, નીલવર્ણું મેઘથી આકાશ આચ્છાદિત હતું, એકજ

ગએલી સ્ત્રીઓએ નાના પ્રકારના શૃંગાર ધર્યા હતા તળાવના કિનારા ઉપરનું વિસ્તીર્ણું મેદાન ચોમાસાની ઋતુને લીધે આલ્હાદદાયક હતું. ઝાડોની ડાળીઓમાં કેટલેક ઠેકાણે હિંચકા બાંધ્યા હતા. કોઇ કોઇ સ્ત્રીઓ હીંચકા ખાતી હતી, કોઇ કોઇ ફરતી ફરતી ગાતી હતી અને કોઇ કોઇ તળાવને કાંઠે બેસી પાણીની લહરીઓ નિરખતી હતી. મનને ઉલ્લાસિત કરનારો ઠંડો મન્દ પવન, પાણીનાં બારિક બારિક તુષાર, સુન્દર મનોહર લહરીઓનો ઝીણો અવ્યક્ત ધ્વનિ એ સર્વ ઘટના તે ઋતુની નૈસર્ગિક શોભા વ્યક્ત કરતી હતી. કુમારિકાઓના આનંદનો પાર નહોતો. કેટલીક બાળાઓ મેંદીથી પગ રંગતી હતી. તો કેટલીક ગીત ગાતી હતી. છોકરાઓ સોટી વડે પાણીમાં રમતો રમતા આનંદ કરતા હતા.

રેવતી આ બધું જોતી હતી. અને તેનો પુત્ર હિરામન બીજા છોકરાઓની સાથે રંગિત સોટી વડે તળાવનુ પાણી ઉડાડતો હતો. કિનારા ઉપર લીલના થર અથાગ હતા. એકાએક તેનો પગ લપસ્યો અને તે પાણીમાં જઇને પડયો! રેવતીએ બુમ પાડી. ને તત્કાળ ત્યાં સ્ત્રી–પુરૂષની ગર્દી થઇ. માણસો તો ઘણાં એકઠાં થઇ ગયાં પણ પાણીમાં જઇને તે છોકરાનો જીવ બચાવવાની કોઇની હિંમત ચાલી નહિ. દશ મિનીટ ગઇ; પણ કોઇ ધૈર્યશાળી પુરૂષ કેડ બાંધીને આગળ આવ્યો નહિ! ગરિબ બિચારી રેવતી! રડવા સિવાય તે શું કરી શકે? દૈવવશાત્ એક ઘોડેસ્વાર ત્યાંથી નીકળ્યો. ને લોકોને એકઠાં થએલાં જોઇ ઘોડા ઉપરથી નીચે ઉતર્યો. ઉભાં રહેલાં માણસો પૈકી એક જણને તેણે પૂછ્યું "આ ગર્દી શાની છે?" પેલા માણસે ઉત્તર આપ્યોઃ–એક છોકરો પાણીમાં બુડી ગએલો છે!"

# જાણો છો?

કે,

આ આશ્રમમાં હિંદુ જાતીનાં ૧૦૦ અનાથ બાળક અને અશકતો હિંદુ વર્ણવ્યવસ્થા પ્રમાણે પળાતાં હોવાથી આર્થીક સહાયની ઘણીજ જરૂર છે.

રૂા. ૨૦૦) અન્નદાન ખાતે આપી દર વરસે એક દિવસ અનાથોને જમાડો, અને નામની તખતી ચોડાવી અમર નામ કરો.

રૂા, ૨૫) ગૌદાન ખાતે આપી અનાથોને દુધ આપો અને બોર્ડપર નામ લખાવી યાદગીરી રખાવો.

દરેક જાતનાં દાન લેવાય છે, દરેક વસ્તુનાં દાનની જરૂર છે દરેક દાનની પાવતી મળે છે. એક રૂપીઓ અને તેથી વધારે આપનારનાં નામ અઠવાડીક પેપરમાં તથા વાર્ષીક રીપોર્ટમાં પ્રસિદ્ધ થાય છે.

દાન મોકલી રીપોર્ટ મંગાવવા લખોઃ—

મંત્રી—હિન્દુ અનાથાશ્રમ—

નડીઆદ.

"ક્યાં ?" મુસાફરે પૂછયું.

"જે ઠેકાણે તે બાઇ રડતી ઉભી છે ત્યાં!"

મુસાફરે તત્કાળ પોતાનાં લુગડાં ઉતારીને કાંઠે મૂકયાં અને કચ્છ ભીડીને પાણીમાં ડુબકી મારી. ચારે તરફ શાંતતા પ્રસરી. આ કયો માણસ છે એમ કહી લોકો આશ્ચર્ય પામવા લાગ્યા ! તેણે પહેલી ડુબકી મારી ત્યારે તે છોકરાની ટોપી હાથ લાગી. બીજી વાર ડુબકી મારતાં તેની ચોટી મળી આવી, ત્રીજીવાર ડુબકી મારી તે ઉપર આવ્યો ત્યારે તે બાળકને લઇનેજ આવ્યો ! કિનારા ઉપરનાં માણુસોએ 'વાહવા' ના પોકાર કર્યા. ! બાળકની માતાએ તેને જમીન ઉપર સુવાડી દીધો. એટલામાં ચિંતામણુ પંડિતના કેટલાક આસ માણુસો આવી પહોંચ્યાં ને તે છોકરાને શુદ્ધિમાં લાવવાનો યત્ન કરવા લાગ્યાં. અર્ધા કલાક પછી તે છોકરાએ આંખો ઉઘાડી ! લોકોના હૃદયમાં આશા ઉપજી. ડાકટરે કહ્યું "જો બે મિનિટ પાણીમાં વધારે રહ્યો હોત તો પરિણામ જુદું જ આવત !" પણ લોકો તે ઉપકાર કર્ત્તાને જ્યાં શોધવા લાગ્યા ત્યાં તેનો પત્તો મળ્યો નહિ. ચારે તરફ શોધ ચલાવી પણ તે દૃષ્ટિએ પડયો નહિ. !

(૨)

આ વાતને વીસ વર્ષ વીતી ગયાં. ચિંતામણુ પંડિતના વ્યાપારમાં દિવસે દિવસે ઉત્કર્ષ થવા લાગ્યો. એટલા અરસામાં તેની વૃદ્ધ માતાએ સઘળાં તીર્થની યાત્રા કરી પરલોકમાં પ્રયાણુ કર્યું. પંડિતે તેના નામથી એક ઠાકુરદ્વાર તૈયાર કર્યું. હવે રેવતી ઘરમાં મોટી ગણાઇ. સઘળી લેવડ દેવડ હિરામનના હાથમાં આવી. હિરામન નવજુવાન, શરીરે મજબુત અને કામમાં હોંશિયાર થયો હતો

તે અત્યંત શુદ્ધ સ્વભાવનો અને તેની ચાલચલગત વખાણવા લાયક હતી. કેટલીકવાર તે પિતા ન જાણે તેમ ગરીબ લોકોને બિન વ્યાજે રૂપીઆ ધીરતો. ચિંતામણુ પંડિતે ઘણીવાર તેને તેમ કર્યા બદલ ઠપકો આપ્યો હતો. એક વખત હિરામને એક સંસ્કૃત પાઠશાળાને ૫૦ રૂપીઆની ભેટ કરી ત્યારે પંડિતજી તેના ઉપર એટલા ગુસ્સે થયા કે તેમણે બે દિવસ સુધી અન્ન ખાધું નહિ! આવી અસંતોષકારક બીના હંમેશ બનતી નહોતી. કિન્તુ માતાને પુત્ર એકજ વિચારના હોવાથી પંડિતને માઠું લાગતું. જ્યારે કોઈ અનાથ વિધવા રેવતી પાસે આવી હિરામન આગળ હાથજોડી તેને દુવા દેતી ત્યારે તેને એમ લાગતું કે મારાથી અધિક ભાગ્યવતિ કે મારા પુત્રથી અધિક દૈવીસંપત્તિ વાળો માણુસ દુનિયામાં કોઈ નથી! જે દિવસે હિરામન કિરતસાગરમાં બુડી ગયો હતો તે દિવસનું તેને અકલ્પિત સ્મરણ રહ્યા કરતું. અને જે માણુસે પોતાના પુત્રનો જીવ બચાવ્યો હતો તે માણુસની છબી તેની નજર આગળ ખડી રહેતી. તેને હંમેશ એમ વિચાર આવતો કે જો તે માણુસ નજરે પડે તો તેના પગમાં માથું નમાવી પોતાની કૃતજ્ઞતા પ્રદર્શિત કરવી! તેનો ખરો નિશ્ચય એ હતો કે તે પુરૂષ ખરેખરો દેવજ હોવો જોઈએ!

આજ હિરામનની ૨૭ મી વર્ષગાંઠ હતી. રેવતીને આ દિવસ વર્ષના સર્વ દિવસોમાં શુભપ્રદ લાગતો હતો. આ દિવસે તે મોટી ઉદારતાથી દાન ધર્મ કરતી હતી. આજનો દિવસ બહુ આનંદનો હતો. આજ તેના અન્તઃકરણમાં અજ્ઞાત ઉપકાર કર્તા માટે જે કૃતજ્ઞતાના ઉદ્ગાર ઉઠતા હતા તેથી તેના હૃદયમાંથી ઉચ્ચ વિચાર દૃષ્ટોપત્તિએ આવતા હતા. તે મહાત્માને લીધેજ તેને આજનો—આનંદનો ને સુખનો—દિવસ દૃષ્ટિએ પડયો હતો!!

(૩)

એક દિવસ હિરામને આવી રેવતીને પૂછ્યું. "માતા શ્રીપુરનું લિલામ થાય છે. તમે કહો તો હું રાખું."

"જેવી તમારી મરજી."

"ગામ સારૂં છે. બહુ ન્હાનું નથી તેમ બહુ મ્હોટું પણ નથી. અહીંથી ૧૦ ગાઉ થાય છે. ચાર હજાર સુધી માગણી થઇ ચુકી છે. સો બસોમાં છેવટ આવશે."

"તારા પિતાને પૂછી જો." માતાએ કહ્યું.

"તેમની સાથે બે કલાક માથું ફોડવાની કોને ફુરસદ હોય"!

હિરામન હમણાં ઘરનો પૂર્ણ મુખ્તીયાર થયો હતો. ચિંતામણ પંડિત તદ્દન નિવૃત્ત થઇ ગયા હતા. તેઓ માત્ર એક ખુણામાં બેસી ઇશ્વર ભજન કરતા. બીજે દિવસે હિરામનના નામ ઉપર શ્રીપુરનું લિલામ ત્રણવાર થયું ને તે મોટો જમીનદાર બન્યો!

હિરામનની સ્વારી પોતાના મુનીમ અને બે સિપાઇ સાથે ગામ જોવા માટે નીકળી શ્રીપુરના લોકોને તેના આવવાની બાતમી મળી હતી. નવા જમીનદારનું આ પહેલુંજ આગમન હતું. ઘેર ઘેર નજરાણું આપવાની તૈયારીઓ થવા લાગી. પાંચમે દિવસે સંધ્યાકાળે હિરામન ગામમાં આવી પહોંચ્યો. બાળાઓએ મંગળ કળશથી તેનાં ઓવારણાં લીધાં. ત્રણસો કુટુંબોના અગ્રણીઓ પ્રહર રાત્રી સુધી હાથ જોડી તેની સેવામાં ઉભા રહ્યા. સવારે સર્વની ઓળખાણ કરાવ. સર્વનાં નજરાણાં આવવા લાગ્યાં. શક્તિ પ્રમાણે સૌએ નાણાં મૂકવા માડયાં. થોડા સમયમાં ૫૦૦ રૂપીઆનો ઢગલો થયો!

હિરામનને પહેલે પ્રસંગેજ જમીનદારી, દોલત અને શક્તિનો નિશો ચડયો! એ નિશો સર્વ નિશા કરતાં અધિક તીવ્ર અને અધિક ઘાતક હતો! સર્વ આવી ગયા પછી તેણે એક અગેવાનને પૂછ્યું "હવે કોઇ બાકી રહ્યું છે?"

"હા મહારાજ, હજુ એક બાકી છે. તેનું નામ તખતસિંગ."

"તે કેમ નથી આવ્યો"? હિરામને પૂછ્યું.

"તે સહેજ આભારી છે."

"હું તેનો ગર્વ ઉતારીશ. કોઇ તેને જરા બોલાવી લાવો." હિરામને કહ્યું. થોડીવારે એક વૃદ્ધ મનુષ્ય લાકડીને ટેકે આવ્યો ને દંડવત્ કરી જમીન ઉપર બેઠો. તેણે નજરાણું કાંઇ આણ્યું નહોતું. હિરામનને એ જોઇ ક્રોધ ચડયો ને તે તિરસ્કારથી બોલ્યો. "કેટલી બેઅદબી! હું આ બધી ખોડ ભૂલાવી દઇશ!"

તખતસિંગે હિરામન તરફ જોઇ ઉત્તર આપ્યો. "મારા દેખતાં વીસ જમીનદાર આવ્યા ને ગયા પરંતુ કોઇએ પણ આ પ્રમાણે ધમકી આપી નથી!" આમ કહી તે પોતાની લાકડી લઇ ચાલતો થયો. પેર ઠકરાણીએ તેને કહ્યું "જોયો આ જમીનદાર? કેવો માણસ છે!"

"સારો માણસ છે. હું તેને ઓળખું છું." તખતસિંગે કહ્યું.

"શું. તમારી ને તેની પહેલેથીજ ઓળખાણ છે!" ઠકરાણીએ પૂછ્યું.

"હા. મારી ને તેની વીસ વર્ષની પીછાણ છે. શ્રાવણ માસના મેળાની વાત તો તારા લક્ષમાં છે ને?"

તે દિવસ પછી તખતસિંગ પુનઃ હિરામન પાસે કદીપણ ગયો નહિ!

(૪)

છ મહિના પછી રેવતીને પણ શ્રીપુર જોવાની ઇચ્છા થઇ. તે, તેની પુત્રવધુ ને તેની પુત્રી સર્વ શ્રીપુર આવ્યાં. ગામની સઘળી સ્ત્રીઓ તેમને મળવા આવી તેમાં તે વૃદ્ધ ઠકરાણી પણ હતી. ઠકરાણીનું બોલવું ચાલવું, રીતભાત ને શાણપણ જોઇ રેવતી આશ્ચર્ય

પામી. જ્યારે ઠકરાણી જવા લાગી ત્યારે રેવતી બોલી "ઠકરાણી તમે ક્યારેક ક્યારેક આવતાં જજો. તમને જોઈને મારૂં મન અત્યંત સંતુષ્ટ થાય છે." આ પ્રમાણે આ બન્ને વચ્ચે શનેઃ શનેઃ સ્નેહ સંબંધ થયો. અહીં આ સ્થિતિ હતી, ત્યારે ત્યાં હિરામન બીજા આગેવાનોની ઉશ્કેરણીથી તખતસિંગને દૂર કરવાનો વિચાર કરવા લાગ્યો હતો.

જ્યેષ્ટી પોર્ણિમા આવી. હિરામનના જન્મદિવસની તૈયારી થવા લાગી. રેવતી ચાળણી લઇ મેંદો ચાળતી હતી ત્યાં વૃદ્ધ ઠકરાણી આવી. રેવતીએ તેને હસીને કહ્યું "અમારે ઘેર સવારે તમારે મીજબાની છે."

"તમારી મીજબાની અમને શિરસાવંદ્ય છે. આ કેટલામો જન્મ દિવસ છે?"

"ત્રીસમો."

"પ્રભુ કરે ને અમારા નસીબમાં આવા સો દિવસ જોવાના મળે!" વૃદ્ધાએ શુભાશા દર્શાવી.

"ઠકરાણી! તમારી વાણી સફળ થાઓ! મોટાં મોટાં મંત્ર તંત્રાદિ સાધન કર્યાં ત્યારે તમારા આશીર્વાદથી આ દિવસ આવ્યો છે. તે સાત વર્ષનો હતો ત્યારે તેના ઉપર પ્રાણ સંકટ આવ્યું હતું. હું શ્રાવણનો મેળો જોવા ગઇ હતી. ને ત્યાં તે પાણીમાં ડુબી ગયો હતો પણ તે વખતે એક મહાત્માએ આવી તેને બચાવી જીવતદાન આપ્યું હતું. બહુ શોધ કરી પણ તે પુરૂષનો પત્તો લાગતો નથી! પ્રત્યેક જન્મદિવસે હું તેના નામ ઉપર સો રૂપીઆ કાઢી જુદા મૂકું છું. એ રકમ બે હજારથી વધારે થએલી છે. તેના નામથી શ્રીપુરમાં એક દેવળ બંધાવવાની મારા પુત્રની ઇચ્છા છે. ઠકરાણી! ખરે જો એકવાર તેનું દર્શન થાય તો જીવિત સફળ થાય-જીંદગીની હોંશ પૂરી થાય!'

રેવતી બોલતી બંધ રહી ત્યારે ઠકરાણીની આંખમાંથી આંસુ

વહેવા લાગ્યાં. બીજે દિવસે એક તરફ હિરામનના જન્મ દિવસનો ઉત્સવ ઉજવાતો હતો ત્યારે બીજી તરફ તખતસિંગના ખેતરનું લિલામ થતું હતું. ઠકરાણીએ પોતાના ધણીને કહ્યું "હું રેવતી રાણીપાસે જઇ સાચી હકીકત કહું છું."

તખતસિંગે ઉત્તર આપ્યો "હું જીવું છું ત્યાં સુધી નહિ!"

(૫)

આષાઢ મહિનો હતો. મેઘરાજાએ પોતાનું સંતોષજનક ઔદાર્ય દાખવેલું હતું. શ્રીપુરના ખેડુતો પોતપોતાનાં ખેતરોમાં સાંતીઓ લઇ ખેડ કાઢવા માટે જતા હતા. તખતસિંગની દુઃખી ને આશાયુક્ત દૃષ્ટિ તેમની પાછળ જવા લાગી. અને તેને એટલું દુઃખ થયું કે જમીન ફાટીને તે પોતાને તેના ઉદરમાં સમાવે તો સારૂં!! તખતસિંગની પાસે એક ગાય હતી. ને તેજ તેની ઉપજીવકાનું સાધન તેની પાસે રહેલું હતું. તેનું દુધ વેચીને તે પોતાનું ગુજરાન ચલાવતો હતો. કદી કદી તેને ઉપવાસ પણ થતા. આ સર્વ આપદા તેણે સહન કરી પણ પોતાની ગરિબી ગાવા માટે તે એક દિવસ હિરામન પાસે ગયો નહિ! હિરામને તેને અપાર દુઃખ દીધું પણ એ જૂના લોખંડને પોતાના નિચ દુરાગ્રહથી આંચ દઇ વાળી શકયો નહિ! એક દિવસ રેવતીએ તેને કહ્યું. "તું ગરીબને ત્રાસ દે છે તે ઠીક કરતો નથી." હિરામને ગરમ બની ઉત્તર આપ્યો. "તે ગરીબ નથી. તેની ઘમંડ હું ઉતારી નાંખીશ."

દ્રવ્યના મદમાં ફુલાઇ ગએલો જમીનદાર જે વસ્તુનું અસ્તિત્વજ નથી તેનો નાશ કરવા માટે ફિકર કરતો હતો પણ એ વાત અજ્ઞાનથી પોતાના પડછાયાને ગાળો દેવા જેવી હતી!!

(૬)

એક વર્ષ તખતસિંગે જેમ તેમ વ્યતીત કર્યું તેના ઘરને ગાર-લીંપણ કર્યાં નહોતાં. કેટલાક દિવસ સુધી વરસાદે મુસળધાર વૃષ્ટિ કરી. તેના ઘરનો એક ભાગ પલળીને ધસ્યો. ગાય ત્યાંજ બાંધેલી હતી તે તેની નીચે દબાઇને મરી ગઇ! તખતસિંગને પણ

જબરો માર લાગ્યો. અને ને દિવસથી તેને તાવ આવવા લાગ્યો. તેને ઓષધોપચાર કોણ કરે? જેના ઉપર તેનો નિર્વાહ ચાલતો હતો તે આધાર પણ તુટ્યો! જુલમીને નિર્દય સંકટ નીચે તે કચરાઇ ગયો. સઘળા ઘરમાં પાણી પાણી થયું! ઘરમાં ધાન્યનો એક દાણો પણ નહોતો અને અંધારામાં તે ગરીબ માણસ એક-તરફ પડેલો હતો!!

આ વખતે દિનવત્સલા રેવતી ત્યાં ગઇ. તખતસિંગે નેત્રો ઉઘાડયા ને પૂછ્યું "કોણ છે?"

"રેવતી રાણી સાહેબ આવેલાં છે.' ઠકરાણીએ ઉત્તર આપ્યો.

'હું ધન્ય છું. મારા ઉપર મોટી દયા કરી!! તખતસિંગે ઉદ્‌ગાર કાઢયા.

રેવતી શરમીન્દી થઇ બોલી "ઠકરાણી ઇશ્વર સઘળું જાણે-છે. હું મારા પુત્રથી કંટાળી ગઇછું. તમને જે અડચણ હોય તે મને કહો. તમારી ઉપર આટલું સંકટ આવી પડયું ત્યાં સુધી મને ખબર પણ આપી નહિ!!" એમ કહી રેવતીએ રૂપીઆની એક ન્હાનીશી પોટલી તે ઠકરાણી આગળ મૂકી.

રૂપીઆના ખણખણ અવાજ સાંભળી તખતસિંગ ઉઠીને બેઠો ને બોલ્યો. "રાણી સાહેબ! હું આ નાણાંનો ભૂખ્યો નથી! મને મરતાને આમ શરમાવશો નહિ!"

બીજે દિવસે હિરામન પોતાનાં માણસોને લઇને ત્યાં ગયો. ઘર પડી ગએલું જોઇ તેને આનંદ થયો. છેવટે આ અભિમાની ઠાકુરની ઘમંડ મેં ઉતારી છે એમ મનમાં વિચાર લાવી તે ઘરમાં ગયો ને તખતસિંગને ઉદ્દેશીને તે બોલ્યો. "ઠાકુર! હમણાં કેમ કેવી રીતે ચાલે છે?"

હિરામન બીજીવાર પણ ધારેલી ધારણામાં નિષ્ફળ નીવડયો! તેની એવી ઇચ્છા હતી કે તખતસિંગ મારા પગમાં આવીને પડશે પણ અત્યારે તેની તે ઇચ્છા સફળ રઇ નહિ! તેજ રાત્રે તે ગરીબ ઇમાની ને નિ:સ્વાર્થી ઠાકુર આ જગતને છોડી ગયો!

(૭)

વૃદ્ધા ઠકરાણી હવે આ જગત્‌માં એકલીજ હતી ! તેના દુઃખમાં ભાગ કરનાર અથવા તેના ધણીના મરણ બદલ અશ્રુ સારનાર કોઇ પણ નહોતું ! નિર્ધનતા અને ગરીબીએ તેનું દુઃખ અધિક તીવ્ર કર્યું. ખાવા-પીવાની સ્વસ્થતા હોય તે કાંઇ મૃત્યુનો ઝખમ રૂઝા- વતી નથી પણ તે મલમપટ્ટીનું કામ તો અવશ્ય કરે છે!

**નિર્વાહની કાળજી એ એક મોટુંજ સંકટ છે!** ઠક- રાણી હવે ખેતરો વગેરેમાંથી છાણ લાવી તેનાં છાણાં બનાવી વેચવા લાગી ! માથા ઉપર ટોપલી લઇ છાણ એકઠું કરવું એ તેને ઘણું દુઃખદાયક લાગતું હતું. એક દિવસ રેવતીરાણી ચોખા, દાળ વગેરે એક વાસણમાં ઘાલી ઠકરાણીને આપવા આવી પણ તેણે આંખોમાં અશ્રુ આણી કહ્યું કે "જ્યાં સુધી મારી આંખોએ દેખાય છે ને મારા હાથ પગ ચાલે છે ત્યાં સુધી મને અને મારા કૈલાસવાસી પતિને આવું કલંક લગાડો નહિ!"

આ પછી હિરામને તેવી હિમ્મત પુઃન કદી પણ કરી નહિ. એક દિવસ રેવતીએ ઠકરાણી પાસેથી છાણાં વેચાતાં લીધાં. ગામમાં પૈસાનાં ત્રીસ છાણાં વેચાતાં હતાં પણ રેવતીએ તેના પાસેથી પૈસાનાં વીસ પ્રમાણે છાણાં લેવાની ઇચ્છા પ્રદર્શિત કરી તે દિવસથી તેને ઘેર છાણાં લાવવાનું તે ભલી બાઇએ બંધ કર્યું!

આવી દેવતારૂપી સ્ત્રીઓ આ જગત્‌માં કેટલી હશે? શું તેને એમ ન થયું કે એક ગુપ્ત વાતનો સ્ફોટ કરી હું મારૂં દુઃખ નાશ કરૂં? શું તેણે કરેલા ઉપકારનો યોગ્ય બદલો તેને ન મળી શકત? પણ તે બદલાની ઇચ્છા તેણે કરી નહિ "સત્કૃત્ય કરો પણ ફળની આશા ન રાખો." એ શાસ્ત્રવચન પ્રસિદ્ધ છે. મેં રેવતી ઉપર ઉપકાર કર્યો છે એવો વિચાર તેના મનમાં કદી પણ આવ્યો નાહ! એ દૃઢ પ્રતિજ્ઞા માટે મૃત્યુને વશ થનારી બાઇ પાતના મરણ પછી ત્રણ વર્ષ સુધી જીવી હતી. એ સમય તેણે એટલા કષ્ટથી વ્યતીત કર્યો હતો કે તેનું સ્મરણ થતાં શરીરનાં રોમાંચ ઉભાં

થાય છે! કેટલાક દિવસ તેને ઉપવાસ કરવા પડતા. ક્યારેક તેને છાણુ મળતું નહિ. અને ક્યારેક તેનાં તૈયાર કરેલાં છાણાં કોઇક ચોરી જતું! ઇશ્વરની ઇચ્છા! કેટલેક સ્થળે નાણાંની ભરતી થયાજ કરે છે અને કેટલાંક રડી રડીને દિવસો પૂરા કરે છે! કુદરતનો નિયમજ અકલિત છે! તે વૃદ્ધાએ સર્વ દુઃખ સહન કર્યું પણ કોઇની આગળ તેણે હાથ લંબાવ્યો નહિ!

હિરામનનો તેત્રીશમો જન્મદિવસ આવ્યો. ચોઘડીઆના ને વાજીંત્રોના અવાજ કાને આવવા લાગ્યા. ઉત્સવની તૈયારીઓ થવા માંડી. નાગરિકો હર્ષ પ્રદર્શિત કરવા લાગ્યા. દાનધર્મની ક્રિયા શરૂ થઇ અને સર્વત્ર આનંદ પ્રસરવા લાગ્યો.

એકાએક એક બાઇએ આવીને રેવતીને કહ્યું " ઠકરાણી કોણ જાણે શામાટે પણ આપને બોલાવે છે!"

રેવતી મનમા બોલી " પ્રભો! આજનો દિવસ સુખમાં જાઓ. વૃદ્ધા મરતી તો નથીને?" એમ બોલી તે તેની પાસે ગઇ. હિરામનના મનમાં પણ કેટલાક દિવસથી ઠકરાણી ઉપર દયા ઉપજી થઇ હતી. રેવતી તો દયાર્દ્ર અન્તઃકરણની, સુશીલ ને સભ્ય સ્ત્રી હતી!

હિરામન પણ ઠકરાણીને ઘેર જઇ પહોંચ્યો. કિન્તુ ત્યાં અત્યંત શાંતતા પથરાઇ હતી. તે વૃદ્ધાનો ચહેરો ફીકકો પડી ગયો હતો. અને તેના ઉપર પ્રેતપણાનાં ચિન્હો જણાતાં હતાં. હિરામને બુમ પાડીને કહ્યું. " ઠકરાણી! હું હિરામન આવ્યો છું."

ઠકરાણીએ નેત્રો ઉઘાડયાં ને કૃતજ્ઞ દષ્ટિએ હિરામન તરફ જોયું. પછી તે ધીમેથી બોલી. " મારા ઓશિકા તળે એક ડંડીઓ છે. તેમાં ઠાકુરનાં અસ્થિ મૂકેલાં છે. મારા સૌભાગ્યપણાનો શણગાર પણ તેમાં છે. મારા મરણ પછી એ બધી જણસો પ્રયાગ મોકલી દેજો."

એટલા શબ્દો બોલી તેણે નેત્રો મીચ્યાં. હિરામને કુંડીઓ ઉઘાડયો; તો તેમાં તે બન્ને વસ્તુઓ ઘણી કાળજીથી મૂકેલી જોઇ. એક કપડાને છેડે બાંધેલા દશ રૂપીઆ પણ નીકળ્યા. આ રૂપીઆ પ્રયાગ જનાર માટે રસ્તા ખર્ચના હતા! તેજ રાત્રીએ તે ભલી ઠકરાણીએ સાંસારિક દુઃખોને છેલ્લા નમસ્કાર કર્યા!!

× × × ×

તે રાત્રે રેવતીએ એક સ્વપ્ન જોયું. જાણે શ્રાવણ માસનો મેળો ભરાયો છે. આકાશ મેઘાચ્છાદિત છે. પોતે કિરતસાગરને કાંઠે ઉભેલી છે. એટલામાં હિરામનનો પગ લપસ્યો ને તે પાણીમાં જઇ પડયો. પોતે છાતીફાટ રડવા લાગી. એટલે ત્યાં આવી ચડેલો એક વૃદ્ધ પુરૂષ પાણીમાં પડયો ને તેણે હિરામનને બહાર કાઢયો. રેવતી તેના પગમાં પડીને બોલી "આપ કોણ છો?" તેણે ઉત્તર આપ્યો "હું શ્રીપુરમાં રહું છું, મારૂં નામ તખતસિંગ છે!"

* * * *

શ્રીપુર હજુ હિરામનના કબજામાં છે. ને તેની શોભા અત્યારે બમણી થએલી છે. ત્યાં જે જાય છે તેને દૂરથી ઉન્નત શિવાલયનો સોનેરી કળશ દૃષ્ટિએ પડે છે. જે ઠેકાણે તખતસિંગનું ઘર હતું તેજ ઠેકાણે તે શિવાલય બાંધેલું છે. તેની સામે એક મજબુત ને સુન્દર ધર્મશાળા છે. આ ધર્મશાળામાં મુસાફર લોકો આવીને ઉતરે છે અને તખતસિંગના યશનો મહિમા ગાય છે! એ શિવાલય તથા એ ધર્મશાળા તેનાજ નામથી પ્રસિદ્ધ છે!! *

* ઉર્દુના મરાઠી અનુવાદ ઉપરથી.

## ઈનામ નીર્ણય
## હરિફાઈ નં૦ ૧

જાન્યુઆરી માસની હરીફાઇ. નં૦ ૧નો જવાબ "પુષ્પહાર" છે. આ હરીફાઇમાં નીચેના બંધુઓને ઇનામ મળે છે તેમણે પોસ્ટખર્ચ માટે એક આનાની ટીકીટ બીડી ભેટનું પુસ્તક મંગાવી લેવું. ઇનામ મેળવનારને હરીફાઇ નં૦ ૨ માં પણ ઉત્સાહ પુર્વક ભાગ લેવા પ્રાર્થના છે. આ વખતે ઇનામ ન મળ્યું હોય તેમણે ઉત્સાહ છોડી ન દેતા હવેની હરીફાઇઓમાં ભાગ લેવા યત્ન ચાલુ રાખવો.

(૧) છોટાલાલ ચત્રભુજ સીકંદ્રાબાદ. (૨) એન. કે. પટેલ. કરમસદ (૩) દવે અંબાશંકર જટાશંકર વઢવાણ સીટી (૪) હરીલાલ મંગળદાસ સાણંદ (૫) આનંદ ઓફીસ. પાટણ. (૬) પુનમચંદ દેવચદ ચૌધરી. મુંબઇ. (૭) અબ્દુલહુસેન કરીમ રહીમ· તુલા મુંબઇ. (૮) નવનીતરામ મોતીરામ દીક્ષીત. મુંબઇ. (૯) દેવચંદ કલ્યાણજી. કરાંચી. (૧૦) વીરજી મુળજી ખખ્ખર. બરવાળા. (૧૧) સુરજલાલ ત્રીભોવનદાસ. મુંબઇ. (૧૨) મોરારજી ખીમજી. ઘાટકોપર. (૧૩) શ્રી. લો. અ. મિ. એન્ડ લા. જામનગર. (૧૪) ભીખાભાઇ નીછાભાઇ. વાપી. (૧૫) સુરચંદ મગનલાલ. તલોદ. (૧૬) ચુનીલાલ હીરાલાલ કેમ્પ ઇંદોર. (૧૭) પીરોજશા બેજનજી ભાવનગર. (૧૮) નારણદાસ એલ. ઓફ. મુંબઇ. (૧૯) કે. પી. બી. સાંકળીઆ કોચીન. (૨૦) હરીદાસ સુંદરદાસ મુંબઇ. (૨૧)

મોહનલાલ વલ્લભજીની કું. ટીકરરણુ. (૨૨) એચ. એ. ખોખાવાળાની કું. મુંબાઇ (૨૩) અંબાલાલ મણીલાલ શાહ. બારેજા. (૨૪) ત્રંબકલાલ અંદરજી. જેતપુર. (૨૫) અમરતલાલ વાડીલાલ વેજલપુર.

"પ્રયોજક"

---

# ગ્રાહકો વધારનાર શુભેચ્છકો.

આ સહૃદય કદરદાન સજ્જનોએ સાહિત્ય સેવાના કાર્યમાં મદદ કરી અમારા ઉપર ઉપકાર કર્યો છે તે માટે તેમનો અંતઃકરણ પુર્વક આભાર માનીએ છીએ. આશા છે કે દરેક સ્નેહી બંધુ તેમનું અનુકરણ કરી અમને મદદ કરવા સાથે પોતે ભેટનો લાભ મેળવશે. નીચેના બંધુઓમાંથી દરેકને યોગ્યતા મુજબ ભેટ મોકલી આપી છે જેમને ન મળી હોય તેમણે પોષ્ટ ખર્ચ માટે એક નાનાની ટીકીટ બીડી ભેટ મંગાવી લેવી.

(૧) રા. રા. હરજીવનદાસ મોહનજી કાપડીઆ મુંબાઇ (૪ ગ્રાહક) (૨) રા. રા. શુકલ દેવશંકર ભીખાભાઈ. મુંબઈ (૨ ગ્રાહક) (૩) શેઠ મીયાજી જીવાજી પતરાવાલા મુંબાઇ (૧ ગ્રાહક) (૪) રા. રા. કૃષ્ણદાસ પ્રેમજી ભટ. કોચીન (૫ ગ્રાહક) (૫) શેઠ પીરોજશાહ બેજનજી. ભાવનગર (૨ ગ્રાહક) (૬) રા. રા. રાયચંદ રવચંદભાઇ સાણંદ. (૨ ગ્રાહક) (૭) રા. રા. ત્રીભોવન ત્રીકમજી. એડન કેમ્પ (૩ ગ્રાહક) (૮) શીવલાલ કપુરચંદ શાહ. કરાંચી. (૧ ગ્રાહક) (૯) ભીખાભાઇ નીછાભાઇ વાપી. (૧ ગ્રાહક) (૧૦) કરશનદાસ રાઘવજી કલ્યાણી. (૧ ગ્રાહક) (૧૧) જે. જી. ચાંપાનેરીઆ એરનાકુલમ. (૨ ગ્રાહક)

## આ માસની ઈનામની હરીફાઈ. નં૦ ૧.

**પ્રશ્ન**—અમે સુંદર, મધુર આનંદી પુષ્પો છીએ. અમારા ટુંકા જીવનમાં અમે જગતના મનુષ્યોને તેમનું કલ્યાણ કરનારો મોટામાં મોટો સદ્ગુણ શીખવીએ છીએ. તે કયો સદ્ગુણ હશે?

નિયમો:—(૧) દરેક ગ્રાહક અને વાંચનાર આ હરીફાઇમાં ભાગ લઇ શકશે.

(૨) જવાબ સાથે એક આનાની ટીકીટ બીડવી, ટીકીટ વગરના જવાબો રદ ગણવામાં આવશે. જવાબો આ અંક મળ્યા પછી જેમ બને તેમ જલદી મોકલવા.

(૩) આ હરીફાઇમાં પચીસ ઈનામ વહેંચાશે.

(૪) હરીફાઇમાં ભાગ લેનાર વાંચકોને ઇનામ મળતું હશે તો તેમણે ગ્રાહક થવું પડશે.

(૫) ભેટનો પોસ્ટખર્ચ મેળવનારને આપવો પડશે.

---

## હરીફાઇ નં૦ ૨ ઇનામ રોકડા રૂપિઆ પાંચ

આ હરિફાઇ ચાલુ છે. પુષ્પહારના માત્ર બે ગ્રાહકો વધારનાર દરેકને ધારા મુજબ સુંદર રેશમી રૂમાલ તો મળશેજ તે ઉપરાંત રૂપીઆ ત્રણ અને રૂપીઆ બના બે રોકડા ઇનામો વહેંચવામાં આવશે. તુરતજ બે ગ્રાહકોના નામો મોકલી રૂમાલ મંગાવી લ્યો અને હરીફાઇમાં દાખલ થાવ ગ્રાહકોના લવાજમ મળ્યા પછી ભેટનો રૂમાલ મોકલાશે. પોસ્ટેજ માટે અર્ધાઆનાની ટીકીટ બીડવી.

## ઈનામી હરિફાઈ નં૦ ૨.

ગ્રાહકો વધારવાની હરીફાઈમાં નીચેના બંધુઓને ઇનામ મળ્યુ છે. તેમણે મ. ઓ.ના ખર્ચ માટે ટીકીટ બીડી ઇનામ મંગાવી લેવું.

(૧) કૃષ્ણદાસ પ્રેમજી ભટ. કોચીન. રૂપિઆ ત્રણ.

(૨) રાયચંદભાઈ રવચંદભાઇ સણંદ રૂપિઆ બે.

---

### તદન મફત

# દંપતી હિતેચ્છુ

### માસિક પત્ર

લવાજમ કાંઇ નહિ વાર્ષિક પોસ્ટેજ છ આના.

હિંદુસ્તાન બહાર માત્ર ચાર આના.

નમુનાની નકલ માટે એક આનો.

બી, સી. ચોધરી.

એડીટર–'દંપતી હિતેચ્છુ' અમદાવાદ.

---

આ પત્ર સુરત ખપાટીઆ ચકલા ઉપર આવેલા ખુ. અ. ના ધી સુરત જૈન એન્જીન" પ્રીન્ટીંગ પ્રેસમાં પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપ્યુ અને ચંપકલાલ ગીરધરલાલ જરીવાલાએ સુરત–બેગમપુરા. જુબામોદીનીપોળમાં આવેલી "પુષ્પહાર" ઑફીસ માંથી પ્રગટ કર્યું.